( સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણિ : વર્ષ ૩ : ક્રમાંક ૫. )

# કુમારનાં સ્ત્રીરત્નો

સંપાદક

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

# પરિચય

શ્રી. કુમાર મુંબાઇના વકીલ કહેવાય છે; પણ એક કોર્ટમાં ધંધો જામે ત્યારે ત્યાંથી કંટાળી બીજીમાં જાય છે, અને ત્યાંથી થાકે ત્યારે વરસેક સુધી ગુજરાતમાં ફરવા ચાલ્યા જાય છે. પાસે ઘરના બે પૈસા છે, તેથી અસીલોની પરવા નથી કે કમાવાની ચિંતા નથી.

જેવા તેમના ધંધાના ઢંગ, તેવા તેમના મગજના તરંગ. આજે એક વિષય ગમે અને તેની જ બધી ચોપડીઓ લેઈ વાંચવા બેસે. પણ મહિના પછી બીજાની લત લાગે એટલે પહેલાને વિસરી જઇ તેમાં જ ઝુકાવે. આથી પરમેશ્વરે કંઇક અક્કલ આપી છે તોયે કશામાં કંઇ ભલીવાર કરતા નથી.

વ્યવહારનાં કામ તેમને ગમતાં નથી, પરમાર્થની પ્રવૃત્તિ ઘણી વસમી લાગે છે, તેથી કોઇ ચળવળ કે મંડળનું કામ હાથમાં લેતા નથી—છતાં દૂરથી બધું જોવાજાણવાનો શોખ છે, તેથી દૂર દૂર ફાવે તેમ રખડે છે, ઘણા લોકોને મળે છે અને ઘણી ઘણી વાતો કરે છે, અને પાછા એવા ને એવા કોરાકટ થઇને વકીલાત કરવા બેસે છે.

સંસારનાં બંધન તેમને સાલે છે, સ્નેહનાં પણ સંકુચિત લાગે છે, તેથી નથી પરણીને ઘર માંડતા કે નથી મિત્રો સાથે સ્થિર સ્નેહસંબંધ રાખતા—છતાં રંગાયા વિના બધા સ્નેહરંગ જોવાનો તેમને મોહ છે, તેથી કેટલાંયે કુટુંબોના —સ્ત્રીઓના અને બાળકોના ઘણા ગાઢ સંબંધમાં તે આવ્યા છે.

તેમને કેટલાય વખતથી તેમના આવા અનુભવનો કંઇક સાર આપવાનો આગ્રહ કરવાથી તેમણે છ શબ્દ-ચિત્રો મને મોકલ્યાં છે. જેવાં મળ્યાં છે તેવાં રસિક વાંચકો આગળ રજુ કરૂં છું.

શ્રી. કુમાર ખરૂં જોતાં "લેખક" નથી, તેથી તેમના આ પ્રથમ પ્રયાસમાં ભાવ કે લેખનકલાની ખામી જણાય તે દરગુજર કરવા સૌને વિનતિ છે.

યરોડા જેલ,
૨૨-૨-'૨૪

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

# પ્રસ્તાવના

શ્રી. કુમારે કેવળ મારી જ જાણને માટે આ અનુભવમાલા લખી ત્યારે તે પુસ્તકના રૂપમાં પ્રગટ થશે એવો તો ખ્યાલ પણ તેમને નહીં હોય; છતાં તેમણે તો, ગુજરાતની જે સન્નારીઓએ તેમને પોતાના દર્શનથી અને સંસ્કારોથી સન્માનિત કર્યાં હતા તેમના અપાર આભારની કંઇક પિછાન મને કરાવવા માટે જ, આ લેખમાળા લખી હતી. અને હવે તે આ રૂપમાં પ્રકટ થવાથી તેમના પરિચિત સ્ત્રી–રત્નોને પહોંચશે અને તેઓ કૃતાર્થ થશે એમ હું માનું છું. તેમ વળી ગુજરાતની પવિત્ર ગૃહકુંજોમાં વિલસતા કંઇક સંસ્કારો અને કલાઓના આ વિવરણને આપણી ગુણીઅલ પ્રજા પણ સરલ ભાવથી સત્કારશે એવી આશા રાખું છું.

આવા એક અજાણ અને અ-સાક્ષર લેખકનાં છુટાછવાયાં શબ્દચિત્રોને પુસ્તકના રૂપમાં પ્રકટ કરવા માટે મારા મિત્ર અને 'સૌરાષ્ટ્ર'ના તંત્રી રા. અમૃતલાલ શેઠનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

છેવટે કંઇક થડકતે હૈયે અને શંકાશીલ ચિત્ત આ અનુભવ-માલા ગુજરાતી વાંચકવર્ગની આગળ રજૂ કરૂં છું.

મુંબાઇ
૨૪–૫–'૨૬

ગુજરાતની ગૃહકુંજોમાં ગુંજતાં

જે વિશુદ્ધ સત્ત્વોએ

પોતાના મધુર જીવનનો યત્કિંચિત અનુભવ આપીને,

આ કંઈક સ્વલ્પ સ્નેહાંજલિ આપવા પ્રેરણા કરી છે,

તેમના ચરણ-કમળમાં

પ્રેમ ને આદરથી

અ ર્પ ણ



# અનુક્રમ

# કુસુમના કૌમારભાવ

## ૧૬

મારા ઘરમાં સ્ત્રીવર્ગમાં બેજ માણસ: એક મારાં માતુશ્રી ને બીજાં બુઢાં માજી. તેમને લીધે ક્વચિત્ ઘરમાં કોઈ કુમારિકાઓ ને નવવધુઓનો સંચાર થાય. તેમને પણ હું ભાગ્યે જ જોતો, કારણકે અમારા બે ઘરમાંથી એક સ્ત્રી-વર્ગના રસોઇના અને કોઠારના ઉપયોગમાં આવતું અને બીજા આખા ઘરમાં નાનપણથી હું એકલોજ મહાલતો. આમ લગભગ સ્ત્રીહીન સંસારમાં પુરાણા કાળના બ્રહ્મચારીઓની માફક મને રહેવાની ટેવ પડી ગઈ. વળી તેમની માફક હું જ મારૂં પાણી ભરતો, અને મારી પથારી કરતો. તેથી મારો વિશાલ ખંડ તો સ્ત્રીસંસ્કારથી કેવળ અલિપ્ત જ રહેતો.

સ્ત્રીઓની એ એક બલિહારી છે કે, પુરૂષો કાં તો તેમને દેવી ગણી શકે અથવા દાસી-તેમના ચુસ્ત પક્ષપાતી થઈ શકે અથવા કટ્ટા વિરોધી. મારા કુમાર જીવનમાં પેટ ભરવા સિવાય સ્ત્રીવર્ગ નિરુપયોગી લાગવાથી અને કોઇક કમભાગી ક્ષણે બુદ્ધિદીપને બુઝાવનાર પણ લાગવાથી અજાણી રીતે તેના તરફ મારો તિરસ્કાર અને વિરોધ

વધતા જ હતા. તેથી મારા અભ્યાસગૃહની અટારી પરથી નીચેથી પસાર થતી યુવતીઓ અને સ્ત્રીઓને જ્યારે જોતો, ત્યારે જાણે સાતમા આસમાન પરથી કોઈ ક્ષુદ્ર પ્રાણીઓ પર બેપરવાઈની, કવચિત્ સહેજ કરૂણાની દૃષ્ટિ ફેંકતો હોઉં એમ લાગતું.

જેમ ભણતો ગયો, તેમ આ ભાવ વધતો ગયો—તેમ બે જાતિની સરખામણીથી પણ તે ભાવ સબળ જ થતો ગયો. બધા છોકરાઓ ગુજરાતી ધોરણો પુરાં કરી ઈંગ્રેજી નિશાળે જાય—ઘણા ખરા કૉલેજમાં પણ જાય, ત્યારે છોકરીઓ ચાર પાંચ ચોપડીઓ ભણીને ઉઠી જાય, એક બે વરસ રસોડામાં અને રસળવામાં ગાળે અને પછી પરણીને છોકરાંને બગાડવાનો અને ન્યાતજાતની કચ કરવાનો પરવાનો મેળવે. છોકરાઓ વધારે ને વધારે બુદ્ધિશાળી અને જ્ઞાની થતા જણાય, ત્યારે છોકરીઓ તો આળસ અને એશઆરામમાંજ નિમગ્ન થતી દેખાય. અલબત, પરદેશી સ્ત્રીઓની ઉંચી કેળવણી અને પ્રતિષ્ઠા વીશે સાંભળું કે આપણા દેશની ગાર્ગી અને મૈત્રેયી, સાવિત્રી અને સુલભા વીશે વાંચું ત્યારે સ્ત્રીજાતિ માટે માન વધતું. તોપણ તેથી, ચોમેર દેખાતા સ્ત્રીસમુદાય વીશે તો મારો તિરસ્કાર વધારે તીખો જ થતો.

ટુંકા વિચાર અને એથી પણ વધારે ટુંકા અનુભવને આધારે ઉપજેલી આ વૃત્તિ કદાચ આજસુધી કાયમ રહી હોત. પણ સ્ત્રીવર્ગની જે સમજ અઢાર વર્ષની જીંદગીથી અને પુષ્કળ પોથાં વાંચવાથી ન આવી, તે એક નિર્દોષ બાળાના પરિચયથી બે માસમાં આવી.

૨૬

હું મેટ્રીકની પરીક્ષા આપવા શ્રીનગર ગયો, ને ત્યાં મારા પિતાના એક નિકટના મિત્રને ત્યાં ઉતર્યો. તેમનો પુત્ર કમલ પણ મારી સાથે જ પરીક્ષામાં બેસવાનો હતો.

બીજે દિવસે સવારે ઓટલા પર અમે સાથેજ દાતણ કરતા હતા. તેવામાં સામેના ઓટલા પર અમારીજ ઉમ્મરનો એક યુવક આવીને બેઠો. પછી તરતજ પંદરેક વરસની એક કુમારિકા જરા દોડતી—કુદતી આવી, ને મારા મિત્ર સામે આંખો નચાવી જોરથી બોલવા લાઇ: "કેમ કમલ......" પણ તેની સાથે મને બેઠેલો જોઇ તે એકદમ શરમાઈ ગઈ, ને તેથી તેના છેવટના શબ્દો તેના મ્હોંમાંજ રહી ગયા.

કમલે મને ધીમેથી કહ્યું: "આ મારા કાકાના પુત્ર ભાઇ શિરીષ. તે પણ આપણી સાથેજ પરીક્ષામાં બેસવાના છે. અને આ એમની બેન કુસુમ. પાંચ છ ચોપડીજ ભણી છે, છતાં ઘણીજ ચકોર છે, તે તો તમે થોડા જ દિવસમાં જાણશો." એમ કમલે મને બન્નેની ઓળખાણ કરાવી.

કુસુમને જોઇ ત્યારથી જ તેના મુખ અને અંગે અંગ પર વીજળીની ત્વરાથી ફરકતા ભાવને નીરખવામાં હું એટલો બધો લીન થઇ ગયો હતો, કે કમલના બધા શબ્દો મેં પુરા સાંભળ્યા નહીં હોય. એક ક્ષણમાં જ તેનાં વિશાલ ચંચળ નયને મારી દૃષ્ટિ હરી લીધી. તેના નિર્દોષ લાવણ્યે મારા અંતરને વશ કર્યું. અજાણ્યે મારૂ હૃદય ધબકવા લાગ્યું. મારા લોહીમાં કૈં ઓરજ તનમનાટ થવા લાગ્યો. થોડી વાર તો મારૂં દાતણ પણ મારા મ્હોંમાં એમ ને એમ ચવાતું રહ્યું. પણ એટલામાં કમલને મ્હોં ધોતો જોયો એટલે હું ચમક્યો. દાતણ સપાટામાં પુરૂં કર્યું. સ્ત્રીજાતિથી પહેલીજ વાર આટલું હારી ગયો, તે માટે શરમ આવી. અને મેં નિશ્ચળ ધારેલા મારા બાળવૈરાગ્ય વિશે શંકા થઈ. 'આ તો ક્ષણિકજ અસર હશે' એમ મનને મનાવી ચોપડીમાં ચિત્ત પરોવ્યું. અને જો કે પરીક્ષાની ધમાલમાં મનને થોડી જ નવરાશ રહેતી, તોપણ જ્યારે કુસુમનું ચિત્ર ખડું થાય, ત્યારે દિલ તો ડોલે જ. આ અનુભવની નવીનતાથી અને તેમાંથી મળવાના નવા જ્ઞાનની આશાથી

હું જરા મોહ પામતો, પણ બીજી પાસ ઓીઓ વીશે વરસોથી ઘડેલી મારી નિશ્ચિત વૃત્તિ મારે ફેરવવી પડે એ વિચારથી અસ્વસ્થ થતો.

પરીક્ષા પુરી થઇ. તે પછી શહેર જોવાને અને નવા સ્નેહીઓ સાથે હળવામળવાને બેએક મહીના રહેવાનું ઠરાવીને જ આવ્યો હતો, એટલે હવે દરરોજ અનુભવના નવા પાઠ ભણવા લાગ્યો. થોડાજ વખતમાં મેં પહેલાં કમલની સાથે અને પછી એકલો શિરીષને ઘેર જવા માંડયું. શિરીષ પણ અમારે ઘેર વારંવાર આવે જ અને ઘણુંખરૂં સવાર સિવાય બીજે વખતે કુસુમ પણ પધારે. પરીક્ષા પછી પુરા પાંચ દસ દિવસ નહીં ગયા હોય, એટલામાં તો હું સૌની સાથે છેક જ મળી ગયો, અને વાતોમાં, રમતોમાં અને કવચિત્ સંગીતમાં વખત વિસરવા લાગ્યો.

કુસુમ પાતળી અને ઉંચી હતી, છતાં છેક સળી જેવી નહોતી. તે ભભકતા ગૌર વર્ણની ન હતી, પણ જરા ગુલાબી રંગની હતી. તેની મુખમુદ્રા મીઠી અને નિર્દોષ હતી. તેનાં શ્યામ અને વિશાલ નયનોમાંથી તેજના અંબાર પુટતા. તેનું લલાટ ભવ્ય અને ઉંચું હતું. તેના વાળ ભરેલા ને લાંબા હતા. તેનો સ્વભાવ ઘણો મશ્કરો ને રમતીઆળ હતો. અને તે જ્યારે હસતી, ત્યારે તેની આંખો, ધનુષ્યાકાર ભમ્મર, તીણું નમણું નાક, તેના પાતળા હોઠ ને સ્વચ્છ દંતકલિકા પણ હાસ્યના તાનમાં ભળતાં હોય—હર્ષના ઉન્માદમાં નાચતાં હોય તેવું લાગતું.

તેણે ગુજરાતી છ ચોપડી પુરી કરી હતી. બેએક વરસ પર તેનો વિવાહ થયો ત્યારથી જ તેને નિશાળેથી ઉઠાડી મુકવાની વાતો ચાલતી હતી. પણ મોટે ભાગે પોતાની જીદ્દને લીધે જ તે આટલું એ ભણી શકી હતી. પણ હવે તો છએક માસમાં જ તેનું લગ્ન થવાનું હતું અને પછી તેને

પતિની સાથે પરદેશ સીધાવવાનું હતું. તેથી તેણે શાળાને છેલ્લી સલામ કરી હતી.

તેના ભણતરના પ્રમાણમાં તે ઘણું વધારે જાણતી અને સમજતી. તેની બુદ્ધિ ઘણી ચંચળ હોવાથી અને નવું નવું જાણવાનો તેને ઘણો શોખ હોવાથી તે ન્યાતની સ્ત્રીઓના ગપાટા સાંભળવા ન જ ચાલ્યે બેસતી. અને તેનો સ્વભાવ ઘણોજ સ્નેહાળ હોવાથી પોતાની નિશાળની છોકરીઓ સાથે રમતગમતમાં ખુબજ ભળતી—જો કે તેમાથી એક કે બે હુશીઆર છોકરીઓ સીવાય બીજીની સાથે તેને 'સહી-પણાં' નહોતાં.

ઘરમાં તો તેનુંજ રાજ ચાલતું. બધા ભાઇઓની એકની એક જ ચકોર, તોફાની, સોજ્જી બહેન, અને હવે તો વળી થોડાજ દિવસની મહેમાન, એટલે તે સૌની લાડીલી અને માનીતી હતી. તેના ભાઇઓ અને પિતાની સાથે ખેલે, તેમ ડાહી વાતો પણ કરે. મનમાં આવે તે બોલે, ને પૂછે. તેમની અને તેમના મિત્રોની બને તેટલી વાતો ધ્યાનથી સાંભળે, ને વચમાં કંઇ સવાલ પણ પુછે. તેમ ગંભીર ચર્ચા ચાલતી હોય, ત્યારે ક્વચિત્ કંઇ ટીખળ કરીને સૌને ખડખડ હસાવી પણ મુકે. નિશાળ છોડયા પછી તેના પર ઘરકામનો ઘણો બોજો નાખવામાં આવ્યો હતો. પણ વખત મળે ત્યારે તેના ભાઇઓ પાસેથી કંઇક ઇંગ્રેજી પણ શીખતી, કંઇક ગુજરાતી છાપાં પણ જોતી, ને થોડા વખતમાં ઇંગ્રેજી છાપાં વાંચવાની ને બની શકે તો છેવટે તાર તો વાંચવાની તે પુરી ઉમેદ રાખતી હતી.

આવી કુમારિકાને પંદર વરસનો ભાર તો હલકો ફુલ જેવો જ લાગે. બીજી છોકરીઓની માફક તેની અક્કલ બહેર મારી ગઇ નહતી, તેમ તેના અંગ જકડાઇ પણ નહોતાં ગયાં. ઘરમાં તો તે શ્લોકો ને ગીતો છુટથી ઉંચે

સ્વેચ્છાએ ગાતી, વાળ છૂટા મુકી મોટા હીંચકા ખાતી ને હરણની માફક ફાવે તેમ દોડતી. તોફાનના ઘેનમાં તે કોઈ વાર કઢંગા વેશમાં બહાર દોડી નીકળે, ને કોઈ ડોસાડોસી તેને વારે કરે, તો તેમને સેંકડો જવાબ આપીને અથવા બાળકની માફક લડીને ચુપ કરી દેતી. તેને નાનાં નાનાં બાળકો બહુ ગમતાં અને પોતાના ઘરમાં કંઇ ન હોવાથી કમલનાં ઘરનાં અને મહોલ્લાનાં સૌ બાળકોને તે સમાન ભાવથી રમાડતી. ફુરસદ હોય ત્યારે પોતાનાં આંગણાંમાં સૌને ભેગાં કરતી, ગંદાં હોય તેમને સાફ કરતી, બધાંને કંઇ ગીત કે ગરબી ગવડાવતી, અને કોઇવાર રમતો ખેલાવી કંઇ કંઇ ખાવાનું કે ઇનામ પણ આપતી.

૩§

તેનાં આવાં ચારિત્ર જોતાં તેના લગ્નની વાત મને બરાબર સમજાતી નહોતી. આવા સ્વતંત્ર સ્વભાવની ચકોર છોકરીને પોતાના માબાપે પસંદ કરેલા પતિ સાથે આટલી ઉમ્મરે પરણીને ઘરમાં પુરાવાનું કેમ ગમે ? અને હું ધારતો હતો તેમ તેને લગ્ન ન જ ગમતું હોય, તો બંદીખાનાનો દિવસ આટલો પાસે આવતો હોવા છતાં તે આટલા બધા આનંદમાં કેમ રહી શકે ? આ પ્રશ્ન વીશે મેં બહુ વિચાર કર્યો. તેનો ઉકેલ ન થવાથી તે વારે વારે મારી સામે ખડો થતો. ને તેમ તેમ કુસુમની રમ્ય મૂર્તિ પણ મારા અંતરમાં વધારે ને વધારે ઉંડી કોરાતી અને કોઇ વાર તો મધરાતે પણ મને હંફાવીને મારી નિદ્રાને હરી લેતી.

પણ એક દિવસ મારા અજ્ઞાનનો પડદો ઓચીંતો ખુલ્યો.

“ લ્યો આ ચોપડી. શિરીષભાઈએ આપી છે. તમને બધાને રજામાંએ આવાં મોટાં થોથાં વાંચવાં ક્યાંથી ગમતાં હશે ? ” મારી ઓરડીમાં દોડતી આવીને ચોપડી મારા હાથમાં મુકતાં કુસુમ બોલી.

“ શાની ચોપડી છે તે જાણો છો ? ” મેં જરા શરમાતે પુછ્યું.

“ મને હજુ એટલુંએ ઇંગ્રેજી વાંચતાં ક્યાં આવડે છે ? પણ થોડા મહીનામાં શીખી જઇશ ખરી. ”

“ પણ આવી ચોપડી ક્યારે વાંચશો ? ”

“ તે.......તો કોણ જાણે ? છોકરો હોત તો તો જરૂર વાંચત; પણ છોકરી થયાં છીએ એટલે શું કરીએ ? ”

“ છોકરાઓ હોય તેજ વાંચી શકે, એવું તો છેજ નહીં. તમારી અક્કલ અમને બધાને પાણી ભરાવે એવી છે.”

“ કુંવારી રહે તે ભણે, પણ પરણે તે તો પડે જ. ” કુસુમ જરા નીચું જોઈને બોલી.

“કુંવારી જ રહે તે ભણે એવું પણ કૈં નથી. કેટલીએ વીસ બાવીશ વરસ સુધી અમારી માફક ભણે છે. પછી અમે જેમ ધંધો કરીએ છીએ, તેમ તેઓ પરણે છે. ”

“ પણ આપણામાં તો નાનાં હોઇએ, ત્યારે પરણાવે, તેનું શું કરીએ ? આ છેલ્લાં બે વરસથી નીશાળે જાઉં છું, તેથીજ મને બધાં કેવાં ફોલી ખાય છે ! અને શેરીમાં જરા દોડું કે રમું તેથી તેમનાં પેટ કેવાં વલોવાય જાય છે ! એ તો ન્યારૂં છે કે કાકાના વિચાર જરા સારા છે, તેથી આટલે સુધી પણ આવી શકી છું.” કુસુમને પહેલી જ વાર બહુ ગંભીર થઈને બોલતી મેં સાંભળી.

“એટલે હવે તો તમારાં લગ્ન વધારે નહીંજ ખેંચવાનાં ?” હું મારા વિચારના વહનમાં તણાયો.

તેણે હકારમાં ધીમેધીમે માથું લગભગ નીચું નમાવ્યું. તેના સુકોમલ ગાલ પર શરમના શેરડા પડ્યા.

હું તો સ્તબ્ધ જ થઇ ગયો. મારૂં કાળજું કપાતું હોય તેમ લાગ્યું. મારી જીભ તાળવે ચોંટી ગઈ !

કુસુમની મુંઝવણ તો થોડી વારમાં શમી ગઈ.

"અમારો વિવાહ તો ત્રણ વરસથી થયો છે." લગ્નના પક્ષપાતનો તેણે હીંમતભેર ખુલાસો કર્યો.

"તમે મળ્યાં તો શાનાંજ હશો ?"

"તેમને ને શિરીષભાઈને ઘણી જ દોસ્તી છે, તેથી પહેલાં તો ઘણું ખરૂં અમારે ઘેર આવતા ત્યારે અમે બધાં સાથે રમતાં ને વાતો કરતાં; વિવાહ થયો તેવામાં જ તેમને નોકરીએ જવાનું થયું. એટલે હવે તો કોઈક જ વાર આવે ત્યારે સહેજ વાતચીત થાય."

'તમને ભેટ પણ આપતા હશે."

તરત તેની આંખો ચમકી; ફરી માથું નમાવી હકારમાં ઉત્તર આપ્યો.

બસ, મને જોઈતી હકીકત મળી. એટલે કલ્પનાના રંગ પુરી પાછો ગંભીર સવાલ ઉકેલવામાં ગુંથાયો. તેવામાં મને ઉંડી આંખે અને એકી ટસે નીચું જોતો મુકીને કુસુમ જેમ આવી હતી, તેમ દોડતી ચાલી ગઈ.

૪૬

મારા વિચાર માટે આથી પણ વધારે ખોરાક થોડા દિવસમાં મળવાનો હતો. નાતાલની રજાઓ પડી એટલે કુસુમના વિવાહિત પતિ રસિકલાલ બહાર ગામથી આવ્યા. અને તેમને અને અમને બધાને શિરીષને ઘેર જમવા બોલાવ્યા. હું જરા વહેલો તેને ત્યાં ગયો. ત્યાં ચોકમાં હીંચકા ઉપર બેસતાંજ એક નવું દૃશ્ય જોયું. સામેના દેરાસરમાં કુસુમ આસન વાળી, આંખો મીંચી, માથું જરા નીચું નમાવી, એક હાથની બે આંગળીથી નાક દબાવી, પ્રાણાયામ કરતી બેઠી હતી. મારી આંખ તો તેની ધ્યાનસ્થ મૂર્તિમાંજ રમી રહી.

"તમે કુસુમનું આ તોફાન પહેલી જ વાર જુઓ છો ?" શિરીષે પુછ્યું.

"હાસ્તો" મેં કહ્યું. અમારા પ્રશ્નોત્તરથી ચંચળ કુસુમ તરત ચેતી ગઇ, ને આંખો ઉઘાડીને ખડખડ હસી પડી.

"તમે શિરીષભાઇનું કંઇજ માનશો નહીં." અમારી પાસે આવીને તે બોલી. "સાચું કહેજો, આ કંઇ તોફાન કહેવાય ? એ પણ બે વરસ પર કરતા હતા. તેમનું જોઇને તો હું શીખી. હવે એમણે ફેંક ધુનમાં મુકી દીધું, એટલે મને વહેમી ગણે છે !"

"ધ્યાન પ્રાણાયામ તો સારાં કહેવાય." હું આનંદાશ્ચર્યના ભાવ છુપાવીને ગંભીરપણે બોલ્યો.

"વિવેકાનંદની છબી તમે જોઈ છે ને ? એ પણ આમ જ બેઠા છે. ને એ કૈં ભણેલા નહોતા ?" કુસુમે શિરીષની સામે વકીલાત કરવા માંડી.

"એમની વિદ્વત્તાની તો વાત જ શી ? તમે એમની ચોપડીઓ કંઇ વાંચી છે ?"

"ગુજરાતીમાં થોડી થોડી વાંચી છે. પણ ન સમજાય, તે શિરીષભાઇ તો સમજાવે જ નહીં. મારૂં તો બધું મશ્કરીમાં જ કાઢી નાખે છે. બહુ જ એવા......છે." તોફાનથી ચમકતી આંખે કુસુમ શિરીષની સામે જોઈ રહી.

"જા હવે રસોડામાં......ઠામપાટલા કરવાનો વખત થયો."

"તેમાં તમે શું કહો છો ? રસોઇ પુરી કરીને તો સંધ્યા કરવા બેઠી હતી. આ તો તમે કુમારભાઇને કૈં ઉંધું ભરાવશો, એમ ધારીને આવી." પોતાનો કચ્છો ખરો કરીને કુસુમ હરણ વેગે ચાલી ગઇ.

અગીઆરેક વાગે રસિકલાલ આવ્યા. કુસુમ જેવી કોમળ બાલિકાના એક ઘાતકી "જેલર" તરીકેજ મેં

તેમને પહેલેથી કલ્પ્યા હતા. મારો વિરોધ કુસુમના પક્ષપાતથી જરાક ઓગળ્યો હતો. છતાં જ્યારે મારી ઓળખાણ કરાવવામાં આવી, ત્યારે તેઓ મને છેક ન જ ગમ્યા, એમ તો ન કહી શકું. તેઓ સુરૂપ અને સુશીલ, મંદા અને મળતાવડા જણાયા. કુસુમની આંખે તેને ધારી ધારીને હું જોવા લાગ્યો અને તેની વાતચીત પણ હું સાંભળવા લાગ્યો. તેમણે નપાસ થવાથી નોકરી લીધી હતી, એમ સાંભળીને તેમના જ્ઞાનને માટે તો ઘણો સામાન્ય અભિપ્રાય બાંધ્યો હતો, તે થોડી વારમાં મક્કમ થયો. તેમની મોટી આંખમાં બુદ્ધિની ચમક ન હતી, તેમની વ્યવહારુ બુદ્ધિના શાંત સરોવરમાં અવનવી કલ્પનાના તરંગો ઉછળતા નહોતા. પાણી મીઠાં અને ઠંડાં, છતાં વાસી અને બંધીઆર. કોઇ સાધારણ છોકરીને તો તે જરૂર સંતોષે, પણ કુસુમ જેવી રસીઆણની તરસ આનાથી કેમ છીપશે ?

અમે જમ્યા અને પાછી વાતો ચાલી. તે દરમીઆન આજ વિચારો મારા મનમાં ઘુંટાતા હતા.

૫૬

મારે જવાનો દિવસ પાસે આવ્યો ને કુસુમ વીશેની વિચારમાળાનો પણ મેર આવ્યો. રસિકલાલને તે નિર્દોષભાવે વરી ચુકી હતી. તેને સ્વતંત્રતા ઘણી વહાલી હતી. તેમ પોતાની કીંમત પણ તે છેક નહોતી જાણતી, એમ પણ ન હતું. છતાં, 'આ બીચારી બાળા પોતાના સર્વસ્વનો સંકુચિત સ્નેહની વેદિ પર અજાણ્યે ભોગ આપશે, પરણીને થોડા વખતમાં ઘરરખુ ગૃહિણી થઇ જશે ને કોમલ કુસુમ ચીમળાઇ જશે ! તે ન પરણે અને ભણે તો તે શું ન કરે ? પણ આ માર્ગ તેને કોઇએ બતાવ્યો છે ? બધાની સામે થઇ નવો માર્ગ લેવાની હીંમત આવી કુમારિકામાં ક્યાંથી હોય ? હવે કોઇ બતાવે, તેથી પણ શું ફાયદો ? છતાં કંઇ ચેતવણીયે ન અપાય ?' એવા વિચારોએ મને ઘેર્યો.

આમ વિચારોમાં તણાતો હતો, તેટલામાં કમલે મારા જવાના આગલે દિવસે એક નાની સરખી મીજબાની ગોઠવી. શહેરથી બે ત્રણ માઇલ દૂર એક સરસ વાડીમાં મહાદેવનું મંદિર ને એક ધર્મશાળા હતાં. પાસે એક તળાવ હતું. ત્યાં સવારથી જવાનું અને સાંજ સુધી ખેલવાનું નક્કી થયું. બંને કુટુંબનાં બધાં સ્ત્રીપુરૂષો અને અમારા બીજા બેચાર ગોઠીઆઓ પણ તેમાં સામેલ થયા.

સવારે અમે બધાં વાડીએ પહોંચ્યાં ત્યારથી હું ગુંચવાયા જ કરતો હતો. જો કુસુમ સાથે કંઇ વાત કરવી હોય, તો આજે જ અવસર હતો. બીજી પાસથી એમ થતું કે કુસુમને અને મારે શું? અને મારા કંઇ કહેવાથી તેને શો ફાયદો થવાનો હતો? આખો દિવસ તેને જોઉં અને મારૂં દિલ દાઝ્યાજ કરે. સૌને હું ઘણો ઉદાસ લાગ્યો. મને ખાવાપીવામાં, રમતગમતમાં કે અલૌકિક સૃષ્ટિ સૌન્દર્યમાં કંઇ રસ ન પડયો. જ્યાંથી કુસુમની લીલા જોઇ શકાય અને તેને વીશે સ્વસ્થપણે વિચાર કરી શકાય, એવું એકાંત જ હું શોધ્યા કરતો.

સાંજના આશરે ચારેક વાગ્યા. પાસેની એક ટેકરી પર થોડી સપાટ જગા હતી, ત્યાં બધાં ભેગાં મળી બેઠાં. મને એકાંત જોઇતું હતું, તેથી એ ટેકરીની ટોચ પર જવાનો વિચાર થયો. એટલે ધ્યાનસ્થ દશામાં ધુંધવાતો થોડીવારે ચાલ્યો. મને જતો જોઇને કુસુસને પણ ઉંચે ચઢી કંઇ નવું નીરખવાનું મન થયું. એટલે બીજી પાસથી એ પણ આગળ વધી. થોડી વારમાં અમે નજીકમાં આવી ગયાં.

"કેમ કુમારભાઇ! આજે કંઇ બહુ ગમગીન દેખાઓ છો? ઘર કંઇ બહુ યાદ આવ્યું કે શું?" કુસુમે રમત છોડીને ગંભીરપણે પુછયું.

"ના, એ તો કંઇ નહીં.........અમસ્તો. હું તો હંમેશનો એવો ભુલી જ છું." એટલામાં છેક ટોચ આગળ જરા

પગ સરી જાય એવું હતું, તેથી ઓચીંતી કુસુમે મારી એક આંગળી પકડી ને એક પગલું ઓળંગીને તરતજ મુકી દીધી. હું જરા ચમકયો—મારા શરીરમાં વીજળીના જેવો ચમકારો થયો.

ટોચ ઉપર એક સરસ ઝાડ હતું, તેની છાયા નીચે અમે બેઠાં. સામે રમણીય તળાવમાં સાંજનો સૂર્ય વિલસતો હતો.

કેટલીક વાર સુધી મારી જીભ ઉપડી નહીં. તે પણ થાકેલા પંખીની માફક શાંત થઇને બેસી રહી.

"તમને કેમ ઉપર આવવાનું મન થયું ?" મેં કેટલીએ વારે પુછયું.

"અહીંઆથી તો તળાવ અને તેની આસપાસ બધું ઘણું સરસ દેખાતું હશે, એમ લાગતું હતું. તેમાં વળી તમને જતા જોયા એટલે હું પણ આવી. પંખીઓ કેટલાં સુખી કે ઉંચે ઉડીને સૃષ્ટિને નીરખી શકે ?" તેની આંખો રમતમાં ચમકી.

અહીંઆ આવ્યો ત્યારથી એક મોટા લેખકની એક ઉપમા યાદ આવ્યા જ કરે છે."

"કઈ ?"

"તોફાની દરીઆમાં ઝોલાં ખાતા વહાણનાં માણસો પર જેમ નિશ્ચલ ગિરિશિખર પર બેઠેલો માનવી દૂરથી શાંત ચિત્તે દૃષ્ટિપાત કરે છે, તેમ અજ્ઞાનમાં ડુબેલી દુનીઆને જ્ઞાનના શિખર પરથી ધીર વિદ્વાનો નિરખે છે."

'એટલે અમારા જેવી અભણ સ્ત્રીઓ ઉપર તમારા જેવા ભણેલાઓ દયાથી આવી નજર નાખવાના કેમ ?" કુસુમ હાજર જવાબથી બોલી ઉઠી.

"આવો ઉંધો અર્થ કરો છો કે ? મેં તો સાધારણ

રીતે જ આ ઉપમા સમજાવી." માફી માગતો હોઉં તેવા અવાજે મેં કહ્યું.

"પણ અમને લાગુ તો પડે જ ને? મને પણ કોઇ કોઈ વાર તો એમ થઈ જાય છે, કે ભણ્યાતું હોત તો કેવું સારું? પણ હું થોડા મહીનામાં તો પરણી જઈશ, ને પરણ્યાં એટલે તો પડયાં."

તેની આટલી અક્કલ જોઇને હું વળી વધારે નવાઈ પામ્યો.

"તમે તો જાણે મારોજ વિચાર કહ્યો! મને કોણ જાણે કેમ તમારા દાખલા ઉપરથી બુદ્ધિશાળી કુમાર અને કુમારીઓની જુદી જુદી ભાગ્યરેખાઓ વીશે આજે ઘણા ઘણા વિચાર આવે છે."

તે ચુપજ રહી. મેં આગળ હંકાર્યું: "સાચું કહો તો મેં તમારા જેવી કોઈ હોંશીઆર છોકરી અત્યાર સુધી જોયે-લીજ નહીં. તેથી તમને જોયાં–ઓળખ્યાં, ત્યારથી સ્ત્રીઓની આખી દુનિઆ મારી આંખ આગળ તરે છે–તેમની જીંદગીના સવાલો મને રૂંધે છે. મારું શાંત, સ્વસ્થ ચિત્ત જરા તોફાને ચઢયું છે."

આ વખતે અમે ઉંચે બેઠાં હતાં, ત્યાં પવન પણ ખુબ જોશથી વાતો હતો, વૃક્ષાવલિમાંથી પસાર થતાં ખુબ સુસવાટ કરતો હતો, અને સામેના તળાવમાં જતી એક હોડીને ડામાડોળ કરતો હતો.

"પણ એમાં વિચાર કરવા જેવું તો બહુ છે જ નહીં. છોકરીઓ ભણી હોય, તે પણ ધીમેધીમે ભૂલી જવાની અને ઘરસંસારમાં ધીમેધીમે પરોવાવાની." કુસુમ ઠંડે પેટે બોલી.

"પણ એટલેથી જ વાત કયાં અટકે છે? બધી છોકરીઓને મનગમતા પતિ થોડા જ મળે છે? અને જેની અક્કલ વધારે અને કાળજું વધારે કોમળ તેને તો વધારે કારમું

દુઃખ થાય." આ સાંભળીને કુસુમે કૈંક દુઃખી ભાવથી વિશાલ વ્યોમમાં ઉંડી નજર નાખી.

"પણ જેનો સંસાર સુખી હોય તે એ વિશાલ જ્ઞાનનો અનંત આનંદ ક્યાંથી ભોગવી શકે—રસસાગરમાં કેમ મહાલી શકે, ને કલ્પનાના વિશાલ આકાશમાં કેમ ઉડી શકે? આવા આનંદ જે નરનારીઓ સાથે ભોગવે તેજ સ્વર્ગને શિખરે પહોંચે!"

કુસુમની આંખમાં પણ તનમનાટ થયો. તેનું સારૂં દેખાતું લગ્ન પણ કૈંક કૈંક સાલવા લાગ્યું.

"વળી સ્ત્રી પુરૂષો પોતે જ સુખી થાય એ કૈં બસ છે? તેમની અસર તો આખી સમાજ પર પડે છે ને જે દેશમાં સારી કુમારિકાઓ જાણે જીવતીજ દફન થાય તેને વીશે શી આશા રાખી શકાય? છોકરાઓ એકલા ભણીને પણ શું કરે? અને ભણે તોપણ જીંદગીના સાચા સંસ્કાર સ્ત્રીરત્નો સીવાય ક્યાંથી મેળવે?"

કુસુમ હવે છેકજ શાંત બની સાંભળ્યા કરતી હતી. મેં આગળ ચલાવ્યું: "સ્ત્રીઓની ઉન્નતિ કરવાનો બધો ભાર પુરૂષોને માથે મુકાય છે. પણ સન્નારીઓની સહાય વિના તો તેઓ લુલા અને પાંગળા જ રહેવાના. આ ચકોવામાંથી કોણ જાણે ક્યારે ઉગરીશું?"

કુસુમના તાજા મગજમાં આ વિચારો પ્રસરવા લાગ્યા. તેની આંખ આગળ નવાં સ્વપ્નો, કલ્પનાઓ તરવા લાગ્યાં.

"અને વળી આપણા ખખડી ગએલા દેશની સેવા અમારે કરવાની, ગુલામીનાં બંધનો તોડી સ્વતંત્રતાની દિવ્ય જ્યોત અમારે ઝળકાવવાની, લાખો કરોડો માણસોને એક વખત પણ ખાવાનું પુરૂં નથી મળતું અને અંગ ઢાંકવાને પુરાં કપડાં નથી તેના ઉપાય અમારે કરવાના; તેમ

કુમારિકાઓનાં બાળલગ્ન અને વિધવાઓની દીનદશા, ન્યાત-જાતની અને વરવાજનની કેટલીએ આંધળી રૂઢિઓ—જે આપણા સંસારને સહસ્ર ડંખે ડમે છે—તેને પણ અમારે દૂર કરવાનાં. વળી આપણાં મંદિરો અને દેવાલયો જે એક વખતે આપણા આર્યધર્મના મુકુટરૂપ હતાં, તેના ઉપર ચઢેલો સેંકડો વરસોનો મેલ સાફ કરી તેમને વિશુદ્ધ અને પતિતપાવન પણ અમારે કરવાનાં. છતાં નહીં બહેનોની પ્રેરણા કે માતાઓની આશિષ, નહીં પત્નીઓના સહચાર કે સન્નારીઓના મંગલ શુકન.” ગરીબ ગાય જેવી બનેલી કુસુમ જાણે મારા હૃદયમાં પ્રવેશ કરી બોલતી હોય-મને બોલાવતી હોય એમ મને લાગ્યું.

“ અને છતાં હજારો વરસ ઉપર જ્યારે આપણો દેશ ઉન્નતિની પરાકાષ્ટાએ પહોંચ્યો હતો, ત્યારે કૈંક સીતાઓ પોતાના પતિને કઠિન વ્રત પાળવામાં સહાય કરવા જંગલથી પણ વધારે વિકટ પંથે અનુસરતી; કૈંક દ્રોપદીઓનો વાળ સરખો પણ વાંકો થતો તે માટે લાખોનાં લોહી રેડાતાં; કૈંક કુંતી માતાઓ અને વિદુલાઓ પોતાના કાયર દેખાતા પુત્રોને પાનો ચઢાવી ધર્મયુદ્ધમાં સમશેર ખેલવાની પ્રેરણા કરતી; કૈંક સાવિત્રીઓ દેશદેશ ભ્રમણ કરી પોતાની પસંદગીથી યોગ્ય પતિને વરતી અને વળી પતિપ્રેમના ચમત્કારથી સાક્ષાત્ યમરાજને પણ વશ કરતી; કૈંક સુલભા યોગ્ય પતિ ન મળવાથી સંન્યાસ ધારણ કરી જનક જેવા જીવન-મુક્ત રાજાની ડહાપણડાહી ટીકાના ભુક્કા કરી વેદાંત ચર્ચામાં પણ તેને મહાત કરતી. એ સતીસાધ્વી સ્ત્રીઓના પ્રતાપે જ હિન્દુસ્થાનમાં સોનાના સુરજ ઉગ્યા. આજે તેવી દેવીઓ નથી ને તેવા સુરજ પણ નથી.”

સૂર્ય અસ્તાચલ* પર નમતો હતો. તેનાં કિરણ સીધાં અમારી ઉપર આવ્યાં. અમે કપડાં ખંખેરી ઉભાં થયાં. કુસુમે મારા અંતરનું દુઃખ પારખ્યું. મારાં સ્વપ્નોના પ્રવા-

હમાં તે પણ કૈંક તણાઈ અને જાણે ઘડીભર તેને તેના ઘરની ને લગ્નની દુનીઆ ઘણી સંકુચિત-ક્ષુલ્લક લાગતી હોય અને તેમાંથી તારવાને મને વીનવતી હોય એમ તેનાં ઘેરાં ગંભીર થએલાં વિશાલ નયને તેણે એક તીણી નજર મારા ઉપર નાંખી. ફરીથી નીચે ઉતારવાને ક્ષણભર તેણે મારી આંગળી પકડી અને પછી દોડી દીધી. પછી મિત્ર-મંડળને જોતાં કૈંક સ્વસ્થ થઇને જરા દયામણું, જરા તોફાની હાસ્ય કરતી બોલીઃ “ચાલો, અમારે તો એ ભગવાન્ એના એ. તમારી વાત તો બધી આ ટેકરી પર જ રહી!”

એટલામાં અધો સંઘ પણ આળસ મરડી અમને બુમ પાડવાની તૈયારી કરતો હતો તેમાં ભળી અમે ઘેર સીધાવ્યાં. બીજે દિવસે હું મારે વતન આવ્યો.

* * *

કુસુમનાં કારમા નયનબાણે મારા હૃદયને વીંધી નાંખ્યું. તે બાણ કદિ ભુલાવાનું નથી. તે ઘા કદિ રૂઝાવાનો નથી. તેમ તેના છેલ્લા શબ્દોની વેદના પણ કેમ વિસરાશે?

અને છતાં, એવી તો હજારો કુસુમો આપણા દેશમાં અકાળે ચીમળાતી હશે, એવાં હજારો કલ્લોલ કરતાં પંખીં અકાળે પિંજરમાં પુરાતાં હશે.

# મધુરીનું બલિદાન

## ૧૬

કુસુમના અનુભવથી સ્ત્રીહૃદયની—સ્ત્રીજીવનની મને કૈંક સમજ પડવા લાગી. તેથી મારાં સગાંસંબંધીઓના સ્ત્રીસંસારમાં મને કૈંક વધારે રસ પડવા લાગ્યો, તેમ હું તેનો વધારે અનુભવ પણ લેવા લાગ્યો. તેમાં કેટલીએ હોંશીઆર છોકરીઓ અનિષ્ટ સંસ્કારથી અને પરતંત્રતાની તાલીમથી વિરૂપ બની ગઈ હશે તેની કલ્પના કરતાં, હું તેમની હાલની દશાને માટે પુરૂષોજ ઘણે અંશે જવાબદાર છે, એમ ધીમે ધીમે માનતો થયો. તેથી થોડા જ માસમાં હું વિચારસરણીને એક છેડેથી છેક બીજે છેડે જઇ પહોંચ્યો. સ્ત્રીઓનો વિરોધી મટી, હું તેમનો ચુસ્ત હીમાયતી બન્યો; અને તેમને પુરુષોની સામે બંડ કરવામાં કેમ મદદ કરી શકાય, તેની યુક્તિઓ શોધવા લાગ્યો.

આવી મનોદશામાં હું હતો, તેવામાં મારા પીતરાઇમાં એક મરણપ્રસંગ બનવાથી પરગામથી તેમના છોકરાંછોકરીઓ સહકુટુંબ વતન આવ્યાં. મારા નવા સંસ્કારને લીધે આ બધાંની સાથે જે જુનો આછો સંબંધ હતો, તે જોતજોતામાં મેં વધારી દીધો; અને થોડા દિવસમાં તો એ કુટુંબની એક શાખાના સ્નેહમાં હું એટલો મગ્ન થઈ ગયો,

કે તેનાં નાનાં મોટાં બાલકબાલિકાઓની સાથે હું આખો દિવસ ખુબજ ખેલવા લાગ્યો. તે સર્વેમાં રોજરોજ મને કૈં નવાં નવાં તત્ત્વ જણાતાં. તેમને રોજ હું કૈં નાની નાની ભેટ આપું, ને કૈં જુઠીસાચી વાતો સમજાવું. તેઓ પણ મને કાલી ભાષામાં પોતાની નવી રમતો શીખવે, અને તેમાં જેમ તેમ હું મારૂં ધીમું મગજ પરોવું. એમ કરતાં કેટલાંએ દિવસો વહી ગયા.

આ બાલકબાલિકાઓની મોટી બેન મધુરી તે વખતે આશરે ૧૮ વર્ષની હશે. મધુરી તે ખરેખર મધુરી જ હતી. તેની ઉંચી અંગલત્તા સુવિકસિત હતી, છતાં જરાએ સ્થૂલ કે સૂક્ષ્મ ન હતી. કોઈક સુંદરીઓ સૂર્યના જેવા ઝળહળતા પ્રકાશથી જોનારને ચમકાવે છે, ને બાળે છે. પણ મધુરી તો સુધા સમો મીઠો અમૃતરસ જ ચોમેર રેલાવતી. તેનાં વિશાલ અને સહેજ ઉંડાં ગએલાં નયન સાધારણ રીતે નમ્ર ભાવે નમેલાંજ રહેતાં. માત્ર વાત કરે કે હસે ત્યારે જ તેનું ધીર ગંભીર તેજ પરખાતું. તેના ચહેરા પર નિરંતર ફરકતા સ્મિતમાં આનંદનો ઉન્માદ ન હતો, પણ સ્નેહની સુરખી જ હતી. તેના કપાળ પર નિર્દય વિધિની ભાગ્યરેખાની માફક ચિંતાનાં ચિહ્ન અંકાવા માંડ્યાં હતાં. તેથી એકંદર તેની આકૃતિ પરથી તેના નૈસર્ગિક આનંદોત્સાહનો અને તેના પર પડેલા દુઃખના વાદળનો સહેજે ખ્યાલ આવતો. છતાં બધુંએ દુઃખ એ તપસ્વિની હસતે ચહેરે પોતાનો ધર્મ સમજીને સહન કરતી. એટલે એના મુખ ઉપર પથરાયેલી વિષાદની ઘેરી છાયાને ભેદીને પણ તેના અંતરનો સૌમ્ય નિશ્ચલ પ્રકાશ ઘણું ખરૂં પ્રકટતો.

મધુરીને થોડાજ વખતમાં મારી સગી બહેન તરિકે હું પૂજવા લાગ્યો, ને તેથી તેનાં જે દુઃખની મને પહેલાં થોડીજ ખબર હતી, તે મારા હૃદયને ઘણુંજ સાલવા લાગ્યું. તેના પિતાને નોકરીને અંગે બામડા ગામમાં ફરવું પડતું

હતું અને તેમનો કુટુંબવિસ્તાર ઘણો મોટો હતો, તેથી તે ત્રણેક ચોપડી જ ભણી હતી, ને ઘણી જ નાની વયથી ઘરકામમાં પરોવાઈ ગઇ હતી. તે પાંચેક વર્ષની હતી. ત્યારે એક ખાનદાન કુટુંબના તેનાથી બેએકજ વર્ષે મોટા નવનીતભાઈ સાથે તેનો વિવાહ થયો હતો. પછી દશ વર્ષે તેનું લગ્ન થયું, ને તેરચૌદ વર્ષની વયે તે સાસરે ગઈ. તેના સસરા મૂળ મામલતદાર હતા. ત્યાંથી ધીમે ધીમે પોતાની ખટપટથી ને સરકારની મહેરબાનીથી સચીન સ્ટેટના દીવાનની પદવીએ પહોંચ્યા હતા. નવનીતભાઈનાં માતુશ્રી તેમને નાના મૂકીને ગુજરી ગએલાં હોવાથી દુર્ભાગ્યે દીવાન સાહેબે એક કર્કશા સાથે લગ્ન કરેલું, એટલે તેની સાથે તેની બુઢ્ઢી પ્રપંચી માનો અને એક યુવાન બાલવિધવાનો પડાવ કાયમને માટે તેમને ત્યાં જ રહેતો. નવી સ્ત્રીને એક છોકરો ને બે છોકરીઓ હતી. તેથી નવનીતને ટાળીને તેમને જ દીવાન પોતાની બધી પૂંજી આપે તે માટે આ સ્ત્રીસંઘ નિરંતર દીવાનના કાન ભંભેરતો, અને સાચાખોટા કીસ્સા ઉપજાવતો. દીવાન ભોળા બ્રહ્મા જેવા દેખાતા છતાં, નવનીત માટે તેમને અગાધ પ્રીતિ હતી. તેમણે આ પ્રપંચી પાત્રોની કીંમત આંકી લીધી હતી, અને તેથી ઠંડે પેટે હસીને તે બધું સાંભળતા, ને તેનાથી જરાએ ભરમાયા વગર પાછું બધું વિસારે મુકતા.

આ ઝેરી વાતાવરણમાં મધુરીનાં પગલાં મંડાયાં. તેની સાસુને અને તેનાં સગાંને નવનીત પર દાઝ હતી, તે બધી હવે બિચારી મધુરી પર ઉતરવા લાગી. નવનીત તો છોકરો, એટલે તેની સાથે બોલીનેજ બેસી રહેવું પડે; ત્યારે મધુરીને ચોવીસે કલાક તેના તાબામાં રહેવાનું, એટલે તેની તો રેવડી કરવામાં તે કશી જ મણા રાખતાં નહીં. મધુરીએ જાણે પૂર્વ જન્મમાં પાપ કરતાં પાછું જોયું હોય, તેમ આ મુશીબતને બરાબર પહોંચવાના આબાદ ગુણ અને શક્તિ તેને વર્યાં હતાં. ઘર કામ તો તેણે નાનપણથી કરેલું,

એટલે તેમાં તે એકી હતી. સૌથી પહેલાં ઉઠવું ને રસો-ઇમાં અને બીજા કામમાં વીજળીની ઝડપથી ફરી વળવું, નોકર ચાકર સાથે મીઠાશથી વર્તીને ઘરનો ખુણેખુણો ચોખ્ખો રખાવવો, જે જાતજાતનાં માણસ ઘરમાં ભેગાં થયાં હતાં અને રોજ નવાં આવ્યે જતા તે બધાનાં મન સાચવવાં, આખો દિવસ જરાએ આળસ કરવી નહીં, અને રાત્રે પણ સૌના સુતા પછી સુવું; આ બધું તો એ થોડા જ વખતમાં નિયમસર કરતી થઇ ગઇ. આટલું કામ કરતાંએ કોઇને મધુરી કડવો શબ્દ કહેતી નહીં, એટલુંજ નહીં પણ દીવાનથી તે છેલ્લા નોકર સુધી સૌના પર માયાનો મીઠો રસ વરસાવતી.

તેનાં સાસરીઆં હજાર આંખે તેનાં છિદ્ર જોયાંજ કરતાં, છતાં એકે જડતું નહીં. ઉલટું તેમનાં દિલમાં મધુરી માટે વહાલ પેદા થતું જતું. પણ આ ત્રિપુટીએ પોતાના સ્વાર્થનો આંક એવો તો આંકી લીધો હતો, કે તે આવી નબળાઇને વશ તો થતા જ નહીં, પણ ઉલટું પોતાના પાસા ઉંધા પડવાથી મધુરી પર વધારે ને વધારે ચીઢાતા. તેથી મોંની મીઠાશ સાધારણ રીતે જાળવતા છતાં પણ, કોઈ કોઈ વાર નજીવો પ્રસંગ લઇને કે ખોટો ખુટો કાઢીને તેના પર સૌના દેખતાં પીસ્તાલ પાડવા આ સન્નારીઓ ચુકતી નહીં. આમ જશમાં જુતીઆં મળે તે પણ મધુરી હસતી હસતી ને મનમાં રોશ પણ લાવ્યા વિના સહન કરતી. અને આવી કૈંએ ટીકા થયા છતાં દીવાન તો મધુરીને ગૃહલક્ષ્મી ગણીને પૂજતા, તેથી વળી પોતાનાં બધાં બાણ નિષ્ફળ જવાથી તેની સાસુના હૈયામાં વધારે લાય લાગતી.

નવનીતભાઇ વળી એક ઓરજ મૂર્તિ હતા. ભણવામાં તે પ્રથમથીજ કાચા હતા, અને મધુરીની સાથે ખરી ઓળખાણ થઇ ત્યારે મેટ્રીકની પરીક્ષામાં બેત્રણ વાર નાપાસ થઇ ચૂક્યા હતા. પણ તેમની બુદ્ધિ જેવી કાચી ને લીસી

હતી, તેવું જ તેમનું હૃદય રસિક અને રસાળ હતું. મધુરી પર તેઓ મુગ્ધ હતા. તેમની આંખે મધુરીનું જ સ્નેહાંજન થયું હતું. તેમને આખો સંસાર અને જીવન મધુરીમય જ લાગતાં. તેમ તેમને ભણવાનું રહ્યું નહીં, કે વિદ્યાનો વ્યાસંગ નહીં, કે કમાવાની ચિંતા નહીં, તેથી ધીમેધીમે તેમના મનની સર્વ શક્તિ મધુરીના સ્નેહ ઉપર જ અત્યંત એકાગ્ર થઈ. જીવનનાં ક્ષણેક્ષણ મધુરીનાજ સંગમાં ગાળવાની ને પળેપળ તેનુંજ મીઠું મુખડું નીરખવાની તેમને લગની લાગતી ગઈ.

પણ પતિસ્નેહના આ આવેશથી મધુરીને જે સુખ થતું તે કરતાં તેને વધારે ચિંતા ને અગવડ વેઠવાં પડતાં. મધુરીએ નવનીતને પોતાનું હૃદય તો સમર્પ્યું જ હતું; પણ તેના ખીલતા ડહાપણે અને ધર્મબુદ્ધિએ તેને શીખવ્યું હતું કે સંસારના સર્વ ધર્મ નિયમસર પાળવા જોઇએ, ને સૌ કુટુંબીઓની અણિશુદ્ધ સેવા કરવી જોઇએ. જો આવા ભરેલા ઘરમાં રહેવુંજ હોય, તો તેની જવાબદારી પણ માથે ઉપાડવી જોઇએ. તેમાં કૈં ભૂલ પડે, તો ઘરનું જ ખોટું દેખાય, અને તેના પર ટાંપી રહેલાં સાસરીઆં વરૂની માફક તુટી પડે; પણ સ્નેહના નિશામાં ચકચુર થએલા નવનીતભાઇને તો આ ડહાપણ અકારૂંજ લાગતું. તેમને તો ઓરમાન માની ત્રિપુટીનો કંઇ હીસાબજ નહીં, એટલે તે સર્વે મધુરીને કંઈ કહે તેની કોડી જેટલી કીંમત પણ નહીં. તેથી જો કોઈ વાતમાં મધુરી તેનો પક્ષ લઇને જરાએ બોલે, તો તેમને પણ ગાંળ દેવાનું ભાગ્યેજ ચુકતા. મધુરી પોતાના અને પતિના સુખને કેવળ "સ્વાર્થરૂપ ગણી તેને કુટુંબસેવાથી ઉતરતું ઉતરતું ગણતી, તે નવનીતભાઇથી સહેવાતું નહીં. તે બોલાવે ત્યારે ઘરનું કામ મુકીને મધુરી ન આવે. તેમને ઘરના આળામાંથી છુટી કોઈ ગામડે સાથે સહેલગાહ કરવા જવાનું મન થાય, તેનો પણ મધુરી સ્નેહભાવે વિરોધ કરે. આવા પ્રસંગોથી નવનીતભાઈ તેની સાથે કેટલીએ વાર ચીઢાય ને

રીસાય, આંસુ ગાળે ને ગળાવે; પરંતુ પરોઢીઉં થાય ત્યારે જાણે કંઈજ બન્યું ન હોય તેમ અર્ધી ઉંઘે ઘરની ઘાણીમાં મધુરી સ્વસ્થ ચિત્તે જોડાતી.

આ બધી હકીકત કંઈક મધુરી પાસેથી, કંઈક તેના પીઅ-રમાંથી મારી જાણમાં આવી. ઉપર સૂચવેલા કુટુંબપ્રસંગે નવનીતભાઈ પણ થોડા દિવસને સારુ આવ્યા હતા, એટલે તેમની સાથે પણ સાધારણ સગપણમાંથી ગાઢમૈત્રિ જામી, અને તેમણે પણ મોકળા દિલથી મને તેમના અને મધુરીના દુઃખની પુરી વાત ગદ્‌ગદ્‌ કંઠે સંભળાવી.

એક દિવસ અમે હીંચકા પર બેસી આ પ્રકરણ ઉકેલતા હતા તેવામા મધુરી આવી પહોંચી. નવનીતભાઇના ચહેરા પરથી વાતનો ક્યાસ કરી લઇ, તે હસતી હસતી બોલી; “કેમ કુમારભાઇ, તમારી તો કૈં બહુ લાંબી વાતો ચાલે છે?”

“આ તમારાંજ પરાક્રમની કથા. તમારી ધીરજની હદ નથી, તેમ અમારી વાતોનો પણ કૈં છેડોજ નથી આવતો.”

“તમે એ બધું કહો છો તે માનશો નહીં. મને કશું એવું દુઃખ નથી પડતું. બાકી સંસાર છે, એટલે સુખ ને દુઃખ બંને હોય.” મધુરી જરા ગંભીર થઇ હીંચકાના સળીઆને અઢેલીને બોલી. નવનીતે તો એકી ટસે મધુરીના મુખ પર જ મીટ માંડી; પણ મધુરી તો વિવેક ભાવે મારા સામું જ જોઇ રહી.

“તમે જાણો છો ને, કે હું તો સખ્ત નવા વિચારનો છું; એટલે નવનીતભાઇનો વકીલ બનતો જાઉં છું, છતાં તમારી ધીરજ અને મીઠાશ મને હંફાવે છે ને તમારો વાંક કેમ કાઢવો તે સમજાતું નથી.” હું મધુરીના ચારિત્રબળથી મુગ્ધ થઇને બોલ્યો.

"હશે, ચાલો. તમારા જેવું હું ક્યાં ભણી છું, કે તમને વાતમાં પહોંચી શકું ? પણ હવે બહેનને સંભારીને કોઇ દિવસ સચીન આવશો તો ખરા ને ?"

"હાસ્તો. પહેલી જ તકે ચોક્કસ આવવાનો છું—બીજા કૈંજ નહીં, હું તો તમારા વિચિત્ર સંસારને નીરખવાને. નવનીતભાઇને પણ વચન આપ્યું છે."

"બહુજ સારું થયું. ત્યાં આવીને બે દિવસ રહેશો, ત્યારેજ મારી સ્થિતિ સમજી શકશો."

"જુઓ ને ! અહીંઆ પણ આપણી સાથે વાત કરવાને બેસે છે ?" નવનીતભાઇ અધીરાઈથી બોલી ઉઠયા.

મધુરીએ તરતજ સહેજ હસીને ઉત્તર આપ્યો : "કેમ કુમારભાઈ ! તમારી સાથે તે દિવસ રાતે કેટલી બધી વાતો કરી હતી ?" મેં સાક્ષી પૂરવાને ડોકું નમાવ્યું. "પણ સવારમાં તે નીરાંતે વાત કરવાનો વખત છે ? અહીંઆ આવી છું, તે કામમાં મદદ કરવાને. વળી કોઈ જુએ તો કેવું ખોટું કહેવાય !" મધુરીએ વાત પૂરી કરી.

નવનીતભાઇનો પિત્તો ઉકળી ઉઠયો: "આજ મને ચીઢ ચઢે છે. જુએ તે જાય જહન્નમમાં. તેની આપણે શી પરવા ?"

એટલામાંજ બારણામાં પગરવ સંભળાયો, એટલે મધુરી હીંચકાની સાંકળ છોડી, નવનીતભાઇના બોલને ખીસ્સામાં મુકી શાંતિથી બોલી: "ત્યારે તો હવે જરૂર સચીન આવજો. ન આવો તો મારા સમ." આ બોલતે બોલતે જ તે ચાલી ગઇ. તેના ચહેરા પર ચમકતા વિજયી હાસ્યે મને મ્હાત કર્યો.

ત્યારપછી મધુરી અને નવનીતભાઈ સચીન ગયાં. મેં તેમની સાથે પત્રવ્યવહાર શરુ કર્યો. જવાબમાં નવનીતભાઇ

ઉકળતા ઉભરા કાઢતા, ત્યારે મધુરી મીઠાશથી પોતાનો પક્ષ બતાવતી, અને બંને પત્રો એકજ કવરમાં મળતા. હું નવનીતભાઇને આશ્વાસન આપતો, ને મધુરીને જરા વધારે સ્વતંત્ર થવા લખતો; પણ તેથી એક નરમ થયા નહીં, ને બીજી ગરમ થઇ નહીં.

૨૬

સ્ત્રીઓના બંડનો જે વિચાર મેં ખીલવ્યો હતો, તેના પ્રયોગને માટે આથી વધારે કરુણ પ્રસંગ કયો હોઈ શકે? છતાં પહેલેથીજ આમ બંડ કરવાની સલાહ આપવાની મારી છાતી ચાલતી ન હતી; અને વધારે પરિચયથી ધીમેધીમે મારું મન એટલું બધું પલળતું ગયું, કે હું સચીન જવા નીકળ્યો ત્યાં સુધીમાં તો મધુરીની જ વાત અને વર્તન મને યોગ્ય લાગતાં ગયાં અને આટલી નાની વયમાં તેણે આવું સ્નેહધર્મનું તપ કર્યું તે માટે માન અને ગુમાનથી મારૂં હૈયું ભરાતું ગયું.

મારી વિચારસરણી ચોખ્ખી જ હતી. જો નવનીતભાઇ પોતે કમાતા હોય તો જુદા રહેવાનો અને સહેલગાહ કરવાનો શો વાંધો હોય? પણ બાપની જ પૂંજી પર નભવાનું. હોય, તો એ ગમે તેટલી રજા આપે તો યે સહેલગાહ કરવી કે જુદા રહેવું એ ન જ શોભે. તેઓ કૈં ન બોલે પણ તટસ્થ માણસો વ્યાજબી રીતે ટકોર કરી શકે. તેમ જો એ ઘરમાં જ રહેવાનું હોય, તો મધુરીના જીવનક્રમમાં એક તસુભર પણ સુધારો સૂચવવાનો મારો શો અધિકાર? ક્યાં તેના જીવનની નિશ્ચલ સાધના ને ક્યાં મારા વાહીઆત વિચારો?

મુંબાઈથી નીકળીને એક દિવસ પરોઢીઆમાં હું સચીન સ્ટેશને ઉતર્યો. નવનીતભાઇ મને લેવા આવ્યા હતા, તેમની સાથે તેમને ઘેર ગયો. ઓટલા પર બેસી દીવાન સાહેબ

સાતણુ કરતા હતા. તેમણે હસીને મને આવકાર આપ્યો : "કેમ આવી પહોંચ્યા? મધુરી તો ક્યારની ઉઠીને તમારા માટે તૈયારી કરી રહી છે."

"મધુરીબ્હેનનો ભાવ તો અદ્ભુત છે." મેં પ્રણામ કરીને કહ્યું. પછી તેમની તબીઅતની ખબર પુછી હું ઘરમાં દાખલ થયો, તો ચોકમાંજ પ્રાતઃકાલની પવિત્ર મૂર્તિ સમી મધુરીનાં દર્શન થયાં.

તેના સાત્વિક સ્વભાવને શોભે તેવું શુભ્ર વસ્ત્ર તેણે પહેર્યું હતું. તેના લગભગ અર્ધ ચંદ્રાકાર કપાળની વચમાં ઝીણો રાતો ચાંલ્લો અને તેની ઉપર નીચે ભસ્મની રેખાઓ શોભતી હતી. હાથમાં રુદ્રાક્ષની માળા હતી. સ્નેહના ઉત્સાહથી તેનું મુખકમલ પ્રફુલ્લ દેખાતું હતું. તે સર્વાંગે સ્વચ્છ હાસ્ય કરતી લાગી.

"અહો હો! વચન આપીને કેટલે મહીને આવ્યા? હવે તો પંદર દિવસ પહેલાં જવા જ નથી દેવાની."

"પહેલી જ તકે આવ્યો છું ને આવું બોલો છો? હું મુંબાઇ ગયો ત્યારે તો તમે પીએરમા હતાં, એટલે પાછા ફરતાં જ અવાય ને?"

"ચાલો, પણ તમે આવ્યા તે તો બહુ જ સારૂં થયું." મારો જવાબ ઉડાવી તે બોલી.

"તમને તો જેમ વધારે તસ્દી આપીએ, તેમ તમને વધારે જ ગમે!"

"જો વળી આવ્યા ત્યારથી તસ્દી ને પાડની વાત કરવા માંડી કે?"

"હમણાં જ દીવાન સાહેબે કહ્યું કે આજે સવારે ચાર

વાગે ઉઠીને તમે ખટપટ કરવા માંડી છે. અને આ તો હજી મંગળાચરણ થયું. ”

“ હું તો હંમેશાં વહેલીજ ઉઠું છું. આજે તમે આવવાના હતા, એટલે અડધોએક કલાક વધારે વહેલી ઉઠી એટલુંજ.”

પછી કુટુંબીઓની ખબર અંતર પુછી અમે નિત્ય-કર્મમાં ગુથાયાં.

બેચાર દિવસ તો મોજમઝામાં ચાલ્યા ગયા. પણ નવ-નીતભાઇએ લાગ સાધીને પોતાની બાજી તો ગોઠવી જ હતી. તેમના નિત્યના સ્નેહકલહની અને સ્નેહવિવશતાની અસર તેમના કોમળ શરીર પર પણ થઈ હતી. તેમની આંખો ઉંડી ગઇ હતી, તેમનો ચહેરો ફીક્કો પડયો હતો અને કોઈ કોઇ દિવસે તાવ પણ આવતો હતો. તેથી કોણ જાણે કેટ-લામી વાર તેમણે થોડાં અઠવાડીઆં માટે મધુરી સાથે ડુમસ પાસે ભીમપુરમાં રહેવા જવાની ગોઠવણ કરવા માંડી હતી. તેમાં વાંધો હતો માત્ર મધુરીનો જ. ને તેનો નિકાલ કરવાનો મારે માટે રાખ્યો હતો.

એક દિવસ રાત્રે દસેક વાગે હું નવનીતભાઇની સાથે તેમની ઓરડીમાં બેઠો હતો. અમારી નીચેના જ ખંડમાં મધુરી સાસુના મંડળને કયારનુંએ વિદાય કરી ઘરમાં છેલ્લાં ઢાંકાઢાકા કરતી હતી અને સવારને માટે નોકરોને સૂચના આપતી હતી. તેને એ હંમેશાં સાલતું હતું કે, બિચારા નોકરોને વાંસણ માંજવાને મોડે સુધી જાગવું પડે છે અને પાછું સવારમાં ચુલો સળગાવી ગરમ પાણી મુકવા બહુ વહેલું ઉઠવું પડે છે. તેથી તે આજે તેમને કહેતી હતીઃ “કાલથી તમારે કોઇએ સવારે બહુ વહેલા ન ઉઠવું. હું જ ચુલો સળગાવીને પાણી મુકીશ. સમજ્યા કે?”

રાત્રિની શાન્તિમાં આ શબ્દો અમે બન્નેએ સાંભળ્યા.

બીજાં બધાંએ ક્યારનુંએ ઘોરવા માંડેલું, છતાં આટલે મોડે સુધી મધુરી કામથી ન પરવારે તેથી તો નવનીતભાઇ હંમેશાં ચીઢાતા જ અને તેમાં વળી તેણે ખાસ નોકરોની દાઝ જાણીને સવારનું પણ નવું કામ માથે લીધું, તેથી તેમનો પિત્તો ઉકળી ઉઠયો.

" જુઓ, આ તમારી બહેનનાં પરાક્રમ. કૈંક ને કૈંક આવું કરે, પછી કેમ ટંટો ન થાય ? "

હું જવાબ આપું તે પહેલાં તો દાદર પર મધુરીનાં પગલાં સંભળાયાં. તે આવી એટલે આવેશથી બેઠા થઇ, નવનીતભાઇએ તેના પર મીટ માંડી. મધુરી તો નિશ્ચલ હાસ્યથી મારા સામે જોઇ બોલી: " કેમ કુમારભાઇ ! આજે ખુબ ગરમાગરમી જામી છે કૈં ? "

" તમારી જ ખાતર. હમણાં જ તમે નોકરોને સવારની છુટ આપી, તેથી નવનીતભાઇ તમારા પર ખુબ ગુસ્સે થયા છે. "

" હું ધારતીજ હતી કે, મારા બોલ તમને સંભળાશે અને આવું કૈં થશે. પણ સાચું કહેજો, એ પણ આપણા જેવા માણુસ જ છે ને ? આપણુને પુરૂં ઉંઘવાનું જોઇએ અને તેમને ન જોઇએ ? અને વળી હમણાં જ એક બે જણુને તો તાવ આવી ગયો. હું તેમની ભુજ ન જાણું, તો બીજું કોઇ જાણુનાર તમે આ ઘરમાં જુઓ છો ? "

" થયું ત્યારે. આખી દુનીઆની ભુજ જાણુજો. વહેતો મુકજો ફક્ત મને જ. " નવનીતભાઈ તડુકી ઉઠયા.

" હું કોઇને વહેતા શું કરવા મુકું ? પણ ઇશ્વરને ઘેર તો શેઠ ને નોકર સૌ સરખાં જ છે. એટલે સૌની દયા જાણુવી જોઇએ. "

આ શબ્દોની મારા ઉપર તો જાદુઇ અસર થઇ. મધુરીના જીવનશાસ્ત્રની જે ચાવી હું શોધતો હતો તે મને મળી ગઈ. તે ન્હોતી સ્નેહને ઝંખતી કે ન્હોતી સ્વતંત્રતાની ભૂખી. તે બન્ને તો સંસારનાં ક્ષણિક તત્ત્વો છે. તેનું દિલ તો સંસાર પર નહીં, પણ પરમાર્થ પર લાગેલું હતું. તેને વિશુદ્ધ સ્વાર્થની નહીં પણ દિવ્ય ધર્મની લગની લાગેલી હતી. ઇશ્વરે જે જુદાં જુદાં માણસો સાથે સંબંધ ઘડયો છે, તે સૌ પ્રત્યે પ્રેમભાવે યથાયોગ્ય ફરજ અણિશુદ્ધ બજાવવી, આમ કરતાં ન કૈં અભિમાન રાખવું, કે ન કૈં ફળની આશા રાખવી—સૌ કર્મ નિષ્કામ ભાવે ઇશ્વરને જ અર્પણ કરવાં—એ તેનો જીવનમંત્ર જણાયો. હું આ બધા વિચાર કરવામાં રોકાયો, તે દરમીઆન પતિપત્નિની સાઠમારી વળી નવેસર શરૂ થઇ.

"ઠીક, હવે તમારે ભીમપુર આવવું છે કે નહીં ? તે કહી દો, એટલે પછી છેવટનો નિકાલ આવી જાય." નવનીતભાઇ વાત ફેરવીને બોલ્યા.

"ભીમપુરમાં શું છે ?" મધુરીએ જરાક મજાક કરતાં પુછયું.

નવનીતભાઇ તરત મારા સામે ફરીને બોલ્યા: "જુઓ આ નવું નાટક. જાણે કે જાણતાં જ નથી !"

"નવનીતભાઇની અને તમારી પણ તબીઅત સારી રહેતી નથી, તેથી થોડા દિવસ હવાફેર કરી આવો તો ફાયદો થાય. તે માટે દીવાન સાહેબે પણ રજા આપી છે." મેં સંધિનો પ્રયાસ શરૂ કર્યો.

"મારી તબીઅત તો સારી જ છે. અને એમનું તો મન જ્યાં સુધી શાંત નહીં થાય, ત્યાં સુધી તબીયત એવી જ રહેવાની છે."

“ એટલે મારી તબીઅત જહુન્નમમાં જાય ને તમારો તો પાછો નન્નોજ છે, એમ ને ? ”

“ મેં ના ક્યાં કહી છે ? હું કૈંજ સમજતી નથી, એમ શું કરવા ધારો છો ? ”

“ ત્યારે તમારા મનમાં બીજું શું ખટકે છે ? ” મેં ધીમેથી પુછયું.

“સસરાજી તો રાજા માણસ છે. તેમની તો કોઇ દિવસ ના જ નથી. પણ સાસુજીનું મ્હોં ચઢે એ મને ગમતું નથી.”

“ જુઓ, હું તમને કહેતો હતો, તેજ વાત પાછી આગળ આવી ને?” નવનીતભાઇ મારા તરફ ફરીને બોલ્યા.

“ પણ મારી વાત ખરી છે તેને કૈં એમ કાઢી નંખાશે ? બધાનાએ તરફ જોવું તો પડે જ ને ? ”

“ મહેરબાની કરીને વધારે ન બોલશો, નહીં તો એ સા.......ળાંઓને હું ગાળ દઇ બેસીશ. ”

“ મને આ જ નથી ગમતું. આપણે કોઇને ગાળ શું કરવા દઇએ ? જે ખોટું કરે તેને પાપ લાગે, તેમાં આપણું મ્હોં શા માટે બગાડવું ? ” મધુરીએ જરા જુસ્સાથી કહ્યું.

“ તમારી ફીલસુફી તો જાણી. સાર એટલો કે સાસુજી કોઈ દિવસ હસીખુશીથી રજા આપે નહીં, અને તમે ભીમપુર આવો નહીં. ”

“ એમ પણ શું કરવા માની લ્યો છો ? પહેલાંના કરતાં મારે તેમની સાથે કેટલું સારૂં બને છે, એ તમે કૈં નથી જાણતા ? પણ કેટલાય મહિનાની રાત દિવસ મહેનત કરીને મીઠાશ મેળવી હોય, તેમાં સાતદસ દિવસની મોજ કરવાથી પાછું ઝેર મળે, અને કિનારે આવેલું વહાણ ડુબી જાય ! ”

નવનીતભાઈની કમાન હવે છેક જ છટકી ગઈ. આવેશમાં ઉભા થઇ કાંપતે સ્વરે તે બોલ્યાઃ "ઠીક, ત્યારે તમારે મારૂં કામ નથી, મારે તમારૂં નથી. તમે સાસુજીનું મન સાચવ્યાં કરજો, એટલે ભવસાગર તરશો. અને આમ મારા લોહીનું પાણી થયા કરે, તેના કરતાં તો......" વાકય અધુરૂં મુકી નવનીતભાઇ છલંગ મારી દાદર પાસે ગયા, અને ધડબડ ધડબડ નીચે ઉતરીને ચોકની છો પર પડયા. મધુરીએ મને સાન કરી, એટલે તરત હું તેની પાછળ ઉતર્યો અને એક ઓરડો ઓળંગી બહાર નીકળતાં ચોકની છો પર તેમને ચત્તાપાટ પડેલા ને ડુસકાં ભરી આંસુ સારતા જોયા. કેટલીએ વાર સુધી તો મારૂં કહ્યું સાંભળ્યું જ નહીં અને કૈં ને કૈં યદ્વાતદ્વા જ બોલ્યા કર્યા પછી તેમના માથા પર થોડી વાર સુધી હાથ ફેરવી, ગોળીમાંથી ઠંડું પાણી પાઈ, તેમને શાંત કર્યા; અને અમે પાછા ઉપર આવ્યા. ત્યારે મધુરીના ચહેરા ઉપર ચિંતા અને શોકની સાથે ગભરાટની પણ છાયા મેં સ્પષ્ટ જોઇ. થોડી વાર સુધી સૌ શાંત રહ્યાં. છેવટે મેં ધીરેથી મધુરીને કહ્યું.

"તમારી વાત તો હું હવે બરાબર સમજી ગયો છું. પણ તમે જ કબુલ કરશો કે તમારી પહેલી ફરજ નવનીતભાઈ તરફ અને પછી બીજાં તરફ. આમ ને આમ કરતાં તેમના શરીર કે મનને કાંઈ વ્યાધિ થઇ જશે, તો પછી શું કરશો ? અને આવું દરદ પહેલેથી કાંઇ નોટીસ આપે છે?"

"મને પણ થોડા વખતથી આવી બીક લાગે છે. પણ જેમની સાથે આખો દિવસ રહેવાનું, તેમને પણ નેવે શી રીતે મુકાય ?" મારા ચિન્તાસૂચક સવાલના જવાબમાં મધુરી કંઇક નરમ પડીને બોલી.

"પણ બધીએ બાબતમાં કંઇક હદ હોય છે. તમે સાસરે આવીને બીજે જ દિવસે સહેલગાહ કરવા ઉપડો તો

તે ખોટું દેખાય, એ હું પણ કબુલ કરૂં છું. પણ તમને તો અહીંયાં કેટલાંએ વરસ થઇ ગયાં, અને દીવાન સાહેબની રજા પણ મળી છે, તો પણ તમે નવનીતભાઇની તબીયતનું ખાસ કારણ છતાં આટલો બધો સંયમ રાખો, એ તો વધારે પડતું જ કહેવાય."

મધુરી કંઇક ઉંડા વિચારમાં પડી. મેં આગળ ચલાવ્યુંઃ "છતાં હું જાણું છું કે સાસુની પરવાનગી વિના તમને જવાનો ખરો ઉમળકો ન આવે ને તમારૂં દિલ ડંખ્યા કરે. તેથી હું એ પરવાનગી મેળવી આપવાનું માથે લઉં તો?"

"તે સસરાજી કહે તો તમારી આગળ ઉપર ઉપરની રજા તો સાતવાર આપે. એમાં શું?" મધુરીએ પોતાની દલીલ નરમાશથી ચાલુ રાખી.

આ સાંભળીને નવનીતભાઈ ફરી પાછા પથારીમાં બેઠા થઇ ગયા, અને ખુબ ગુસ્સામાં આંખો ફટારીને મધુરી સામું એકી ટસે જોઇ રહ્યા. પણ એમને બોલવાનો કંઈ અવકાશ જ ન આપવાને હું તરત જ બોલ્યો.

"એમ નહીં. તેમની રજા ખાનગીમાં નહીં, પણ ચોકમાં સૌ સાથે જમવા બેઠાં હોઇએ, ત્યારે લઉં તો પછી કાંઈ વાંધો રહેશે?"

"પછી તો સાત સમુદ્ર ઓળંગીને પણ એ જ્યાં દોરે ત્યાં જાઉં."

આ શબ્દો સાંભળી નવનીતભાઇનો ચ્હેરો નરમ પડયો. તેમના કપાળ પર કરચલી શમી, છાતી હલકી થઇ, અને થોડીવારમાં તેમના મુખ પર જરા સ્મિત પણ સ્ફુર્યું. પણ મધુરીને તો જેમ પહેલાં શોક ન હતો, તેમ હવે અતિ હર્ષ પણ થયો નહીં. તે તો એની એજ રહી-નિશ્ચિત, ધર્મની અચલ પ્રેમલ મૂર્તિ સમી.

બીજે જ દિવસે સવારે મેં દીવાન સાહેબ સાથે ખાનગીમાં આ વિષે વાત કરી, તેમના પુત્ર અને પુત્રવધુ બન્નેનાં મન સમજાવ્યાં. પછી તેમણે એક બે દિવસ તેમનાં પત્નિ સાથે ખાનગી ચર્ચા કરી. એવામાં એક દિવસ વળી નવનીતભાઈનું માથું સખ્ત દુઃખવા આવ્યું. મધુરીની કાયા પણ જરા કરમાઈ તો હતી જ. છેવટે જમવાને વખતે વાત નીકળી. તે જ દિવસે ભીમપુરના મકાનવાળા જમીનદાર જમવા પણ આવ્યા હતા. સૌ પુરૂષવર્ગે નવનીતભાઈને મહિના માસ માટે ભીમપુર મોકલવામાં એકમત થયો અને અમે તેમની તબીઅતના કારણને એવું ગંભીર સ્વરૂપ આપ્યું કે બધી સ્ત્રીઓએ પોતે જ જરા ગભરાઈને, જરા કચવાતે મને, સંમતિ પૂરી અને મધુરીના તપથી તેમનું પત્થર જેવું દિલ કંઈક પીગળવાથી તેને પણ સાથે મોકલવાની ભલામણ કરી.

પછી થોડાજ વખતમાં બન્નેને ભીમપુર જવાનો દિવસ નક્કી થયો. બધી ગોઠવણ ચોક્કસ થઈ. મારૂં કામ પૂરૂં થયું. એટલે મેં મારે ગામ જવાની રજા માગી.

“ બધું નક્કી કરીને તમે ઠીક ખસી જાઓ છો. તમારે થોડા દિવસ તો આવવુંજ પડશે.” મધુરીએ બહુજ ભાવથી આગ્રહ કર્યો.

મેં હસીને જવાબ આપ્યો. “ વકીલાતનું કામ પૂરૂં થયું, એટલે બંદા છૂટા. ”

બીજે દિવસે હું મારે પંથે પડયો. પણ મને ત્યારે શી ખબર પડે કે હું તેને સાજીસમી છેલ્લીજ વાર જોતો હતો !

૩૬

આ પછી લગભગ એક વરસે નવનીતભાઈએ શામનગરમાં નોકરી લીધી. તે કાયમની થઈ, એટલે મધુરીએ સાસુ સસરાની આશિષ લઈને ત્યાં ઘર માંડયું. તે દરમ્યાન

અને સચીન આવવાનું ઘણી વાર આમંત્રણ તો મળતું જ હતું; પણ મને ત્યાંનું વાતાવરણ અતોશય દુઃખદાયક લાગતું તેથી હું તો એક જ જવાબ આપતો કે, " તમે બન્ને જુદું ઘર માંડશો ત્યારે આવીશ. " તેથી હવે તો નગરથી મધુરીએ ઘણો જ આગ્રહ કરવા માંડયો. તે સ્વીકારવાનો રસ્તો શોધતાં થોડા મહિના થઇ ગયા. એટલામાં અમારા વતનમાં અમારા બન્નેના સંબંધીઓમાં લગ્ન આવ્યા. તે પ્રસંગે મધુરી પણ આવશે, એમ ધારીને હું ઘેર આવ્યો. તેનાં માતાપિતા અને ભાઇભાંડુ પણ ત્યાં જ ભેગાં થયાં હતાં. કોલેજો અને કોર્ટોમાં પણ રજા પડી હતી. એટલે, પાંચેક વરસથી નહીં થએલું એવું સ્નેહી સંબંધીઓનું અસાધારણ સંમેલન થયું હતું. અને તે આખું કુટુંબમંડળ મધુરીને ઝંખતું હતું; કારણ કે તેના દુર્ભાગ્યથી સૌને તેની દયા આવતી, તેમ તેના અલૌકિક ગુણો પર સૌ આફરીન થતાં. મેં અને બીજા ઘણાએ આ પ્રસંગે પાંચસાત દિવસ બધાંને મળીને મન મોકળું કરવા, ને સૌના આનંદમાં વૃદ્ધિ કરવા આવવા તેને ખુબ જ લખેલું. પણ અમે કોઇએ હજી તેને પૂરી પિછાની ન હતી.

લગ્નના ત્રણ દિવસ પહેલાં તેનો નીચે મુજબ જવાબ મને મળ્યો:

" સુ. કુમારભાઈ,

તમારા સૌના માયાળુ આગ્રહ માટે ઘણો જ આભાર માનું છું. પણ જણાવવાને ઘણી જ દિલગીર છું,કે મારાથી આ વખતે તો આ ઘર છોડીને બધાંને મળવા નહીં જ આવી શકાય.

કારણ તમને શું લખું ? એમણે તો મને ક્યારનીએ રજા આપી છે. મારા આવવાથી એમને કંઈ ખાવાપીવાની હરકત પડે એવું પણ નથી. પણ ઘર માંડયે બે ત્રણ મહિ-

ના જ થયા છે, એટલામાં તે છોડીને આવતાં મારો જીવ ચાલતો નથી.

તમે જાણો છો કે, અત્યાર સુધી મોટા ઘરમાં ઘણાંનાં દિલ સાચવવા જતાં મારાથી એમને માટે કંઇ જ થઈ શક્યું નથી. તેથી તેમના હૈયામાં હંમેશાં હોળી સળગતી જ રહી છે–એમનું લોહી સુકાતું જ ગયું છે–અને તે બધાનું કારણ હું પોતે જ. પણ હવે પરમેશ્વરે એકાંતે તેમની સેવા કરવાનો પ્રસંગ આપ્યો છે, તેવે વખતે મારા ચાર દિવસના સુખને ખાતર હું મારો ધર્મ કેમ ચુકું ?

સાચું કહું તો બધાને-કાકાને (પિતા), બહેનને (માતા), ભાઈઓન-તમને બધાને મળવાનું મન તો ઘણુંએ થાય છે. અત્યારસુધી તો સાસરે ને પિયેર ભર્યા ઘરમાં રહેવાની ટેવ પડેલી, તેથી બપોરે પહેલું પહેલું ઘણુંજ સૂનું લાગતું અને હજી પણ સંધ્યાકાળે એ ઘરમાં ન હોય, ત્યારે સૌને સંભારી કાઇવાર જરા રોવા જેવી પણ થઇ જાઉં છું. એટલે આટલાં બધાં ભાઇભાંડુને એક જ વખતે મળવાનું તો બહુએ ગમે, પણ ઇશ્વરને ગમે તેજ ખરૂં !

એટલે જે ભાઇઓ મને સંભારે તેમને કહેજો કે હું બહુ જ ખુશીમાં છું. અને સૌએ એમ જ સમજવું કે, જાણે હું ત્યાં આવેલી જ છું. સૌને મારા નમસ્કાર કહેજો.

સૌ. મધુરીનાં પ્રણામ."

આ વાંચી અમને બધાંને ઘણુંજ દુઃખ થયું. પણ તેની અડગ ધર્મબુદ્ધિ આગળ અમારો સંસારી સ્નેહ શા કામનો ?

૪૬

લગ્ન થયા પછી, સૌ પાછાં વેરાયાં અને હું મુંબાઇ ગયો. પણ તે પછી થોડા જ દિવસમાં મને ઓચીંતી ખબર પડી કે ચૈત્ર માસમાં નવરાત્ર પૂજા કરવાની બીજા દોહાને સગવડ ન

હોવાથી મધુરીને બોલાવી હતી. તેથી તે નવનીતભાઈની રજાથી આવવા નીકળી ત્યારે મુસાફરીમાં શરદી લાગવાથી કે નવરાત્રનાં વ્રત કરવાથી–ગમે તે કારણથી–બીજે જ દિવસે તેને સખ્ત ટાઢ ચ્હડી, અને તાવ આવ્યો. આ વિષે તેણે નવનીતભાઇને સહજ લખી જણાવ્યું. પણ તેની સાથે કામ મૂકી નકામા દોડી ન આવવાનું પણ સૂચવ્યું. છતાં, તેમની ધીરજ તો રહી જ નહીં, તેથી તેઓ તો પહેલી જ ગાડીમાં બેસીને સચીન આવી પહોંચ્યા. મધુરીની તબીઅત સુધરવાને બદલે ધીમે ધીમે બગડતી જ ગઇ. તો પણ લીધેલું વ્રત તો ગમે તેટલું સહન કરીનેએ પૂરૂં કરવાની તેણે હઠ લીધી. ખુબ ખુબ ખેંચાઇને તે નવમીનાં પારણાં સુધી પહોંચી. પણ શરીર આટલો જુલમ કેમ સાંખી શકે? દશમના દિવસથી જ તેનું દરદ વધ્યું. બે ત્રણ દિવસમાં દાકતરોએ ન્યુમોનિયા પારખ્યો. તરત જ નવનીતભાઇએ મને તાર કર્યો. એ વાંચીને હું ચમકયો અને ત્યાં પહોંચ્યો ત્યારે સમજાયું કે મધુરીની જીંદગી ખરેખર જોખમમાં છે.

સચીનની છેલ્લી સ્નેહયાત્રા કરવા નીકળેલો હું મધુરીની ઓરડીમાં ગયો એટલે મને જોતાંવાર જ તેની આંખો ભાવથી ચળકી ઉઠી. તે પથારીમાંથી જરા ઉંચી થવા પણ ગઇ, પણ મેં વારી. ખાટલાની એક બાજુ પર તેણે જગ્યા કરી આપી. ત્યાં હું બેઠો.

"કેમ તમે કંઈ આટલે દૂરથી ઓચિંતા?"

"કેમ, તમારે ઘેર આવવાની બંધી છે?"

"ના, ના, ઘર તો તમારૂં જ છે; પણ મારી ફીકર કરીને આવવા જેવું તો હતું જ નહીં."

"તમને કેમ છે હવે?"

"ખાસ કંઇ નથી. મારૂં શરીર તો જરા એવું જ છે.

તેમાં વળી માતાએ બેઠી, એટલે જરા તાવ આવ્યો. તે જોતજોતામાં ઉતરી જશે, એટલે પાછી ઉભી થઇશ."

"અમારે તો એજ જોઇએ છે. પણ તમારી તબીઅત લથડી, ત્યારે પૂજા કોઇને કરવા દીધી હોત તો ન ચાલત?"

"જુઓ, હું પૂજામાં કેટલા વરસે બેઠી? જરા તાવ આવ્યો, તેમાં કંઈ અધુરી મૂકાય?"

"પણ રજનું ગજ તો સહેજમાં થઇ જાય. શરીર સારૂં હોય, તો સૌ વાનાં કરી શકાય."

"અરે! એમ તે મને શા ઘા વાગવાના હતા? ને વળી કોઇ દિવસ મરવું. તો છે જ ને? તો માતાજીની પૂજાને નિમિત્તે દેહ પડે, તે કરતાં વધારે રૂડું શું?"

હું ચુપ થઇ ગયો, પણ મધુરીની જીભ આગળ ચાલી.

"પણ મને એક દુઃખ થાય છે ખરૂં. મારી ખાતર બધાંને રાતદિવસ બહુજ ફીકર ને મહેનત કરવી પડે છે!"

હું જરા ચીઢાયો.

"આવું તમારાથી બોલાય? તમે ધર્મ કરતાં પથારીવશ થયાં, તો બીજાં પોતાની ફરજ ન બજાવે?"

મધુરી ચુપ થઇ. તેની આંખ ઘેરાવા લાગી. હું બીજા ખંડમાં ગયો.

બે ત્રણ દિવસમાં તો તેની માંદગી છેક જ વધી ગઇ. તેને ચિત્તભ્રમ થવા લાગ્યો ને લવારી શરૂ થઇ. આમના અને સુરતના સારા સારા ડોકટરો ભેગા થયા. ઘણી તપાસ અને મસલત કર્યા પછી, છેવટે સૌએ તેના જીવવાની આશા મુકી. તેથી તે છેલ્લી અવસ્થાએ પહોંચી જાય, તે પહેલ

તેની આખરની વિદાય લેવા તેના ખંડમાં હું ગયો. મધુરી ખાટલાની એક બાજુ પર તકીઆમાં માથું દબાવી સૂતી હતી. નવનીતભાઈ પણ તેજ બાજુએ ખાટલા પર ગોઠણ મુકી અને મધુરીના એક હાથને પોતાના બન્ને હાથમાં લઇ બેઠા હતા. હું દાખલ થયો, એટલે નવનીતભાઇએ માથું ફેરવી મારા સામું જોયું. તેમની આંખો આંસુથી છલકાતી હતી. ઓચિંતા આવેલા અંતીમ દુઃખથી તેમનો ચ્હેરો ધોળો પુણી જેવો થઇ ગયો હતો. મધુરી ઉંઘતી જ હોય, તો તે ન જાગે, એમ ધીમેથી હું પાસે બેઠો. સહુજ વારમાં મધુરીએ મારા સામું જોયું અને બહુજ ધીરેથી નવનીતભાઇના હાથમાંથી પોતાનો હાથ સેરવવાનો પ્રયત્ન કર્યો. પણ નિષ્ફળ !

મધુરીનાં પણ આંસુ તાજાંજ લોહેલાં લાગ્યાં-ઝળઝળીયાં તો દેખાતાં પણ હતાં. આથી પણ વધારે આશ્ચર્યકારક તો એ લાગ્યું કે તેના આ અંતીમ કાળે તેના વદન પર વિરાજતી વિજયી પ્રસન્નતા ઓસરી ગઇ હતી. સંયમ અને સેવાથી શરીર અને સંસાર પર તેણે જીંદગીભર જે અજબ સામ્રાજ્ય સ્થાપ્યું હતું, તેનો લોપ થતો હતો. વ્યાધિ સાથે તેનું યુદ્ધ શમતું હતું. તેનું શરીર હવે ધીમે ધીમે વ્યાધિને વશ થતું હતું, તેમ તેણે જે કોમળ ને માર્મિક પ્રેમભાવની સામે જીંદગીભર યુદ્ધ કર્યું હતું, તે ભાવ આ ઘડીએ તેના હૃદય પર સામ્રાજ્ય ભોગવતા હોય-તેની મીઠડી આંખોમાં નિરંકુશપણે વિલસતા હોય-એમ લાગ્યું. તેની મુખમુદ્રા પર કેવળ આનંદ અને ઉત્સાહને બદલે નરી કોમળતા. અને પરમ વાત્સલ્યભાવ છવાઇ રહેલા દેખાયા.

“ કેમ, તમે ક્યારના આવ્યા છો ? ” ઘણા જ નરમ અવાજે મધુરીએ પુછયું.

“ સહેજ જ વાર થઈ. ”

"આજે તો કંઇ ઘણા દાકતરો ભેગા થયા હતા, અને પછી અહીંઆથી બધાએ ચાલ્યા ગયા છે, એ શું?"

"તમારે તે કશાનો વિચાર જ ન કરવો. જે થાય છે તે તમને વહેલો આરામ આપવાને જ."

"તમે ન કહો, પણ હું સમજી ગઇ છું કે દાક્તરોએ હવે મારૂં ભવિષ્ય ભાખ્યું છે. પણ મારો આવરદા જ પૂરો થયો હશે, તેમાં કોઇ શું કરે?"

આ બોલતાં બોલતાં મધુરીની આંખમાં આંસુ ઉભરાયાં. મેં સંયમ રાખવાનો ઘણોએ નિશ્ચય કરેલો, તે સરવા લાગ્યો. ઉપદેશ આપવાની પણ હિંમત ન રહી. આંસુ લુછતાં તે બોલી.

"મને આજે શા માટે આંસુ આવે છે, તે જાણો છો? બાકી મારી આંખમાં કોઇ દિવસ તમે ઝળઝળીયાં સરખાં પણ જોયાં છે?"

મેં મુંગે મ્હોંએ ડોકું હલાવ્યું.

"મને કંઇ મરવાની બીક છે એમ ધારો છો? મરવાથી તો આ દુનિયામાં પાપ ઓછાં કરાશે, અને પ્રભુની પાસે વહેલાં પહોંચાશે. તેમ મને કંઈ સુખની પણ વાસના રહી નથી. ઘેર અને અહીંઆ પણ કંઈ મણા નથી રહી."

હું કંઈક કહેવા જતો હતો, પણ મારા શબ્દો મારા હોઠ પર જ સુકાઇ ગયા.

"સૌ સગાંવહાલાંને છોડતાં કંઇ દુઃખ ન થાય, એમ તો નહીં. મરતા પહેલાં એકવાર પણ કાકાને, બહેનને, ભાઇ બહેનોને મળાયું હોત, તો તો બહુ જ ગમત."

આ શબ્દો બોલતાં તો તેની આંખમાંથી આંસુની છોળ

ફિછળી ને તે ડુસકે ડુસકે રોઈ પડી. પણ વળી આંસુ લ્હોઇને તે બોલી.

"પણ આયે મને એટલું નથી સાલતું. એ તો તમે તેમને મળશો, ત્યારે કહેશો જ કે તમને સંભારતી સંભારતી જ હું ગઈ છું."

હવે મારી આંખમાંથી પણ શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યા. મેં રૂમાલથી આંસુ લ્હોઇ નાંખ્યાં.

"જેમ જેમ છેલ્લી ઘડી આવતી જાય છે તેમ તેમ સો સગાંવહાલાં ને સાસુ સસરાજી તરફ જે કંઈ કડવા બોલ બોલી છું, ભૂલ ચુક કરી છે, તે માટે બહુ જ પસ્તાવો થાય છે."

"તમે એટલાં બધાં પુણ્ય કર્યાં છે કે તમને ઇશ્વર ઉદારપણે માફી આપશે."

"પણ આટલાં બધાં આંસુ કેમ આવે છે તે જાણો છો? જેમને માટે સારો ભવસાગર ખેડયો, તેમને માટે તો મારાથી કંઇ જ ન થઈ શકયું તેથી જ." મધુરીએ કંઇક અદ્ભુત પ્રેમલ દૃષ્ટિ નવનીતભાઇ તરફ ફેરવી બન્નેથી એક બીજાના હાથ દબાઈ ગયા. નવનીતભાઇ તો ચોધાર આંસુ સારતા, કેસ પર માથું મુકી શીંગડું વળીને પડયા.

અંતીમ ક્ષણ આવતી ગઈ તેમ, અંતરના પટ ખોલવાનો કંઈક અજબ આવેશ મધુરીના વદન પર છવાતો ગયો.

"મારો જીવ અત્યારે સાક્ષી પૂરે છે કે હું જીંદગીભર એમના પ્રત્યે તો બહુ જ નિષ્ઠુર થઇ છું. મેં બધાનું સંભાળવામાં તેમને ન જ ગણ્યા. તેમણે મને હંમેશાં ફુલની માફક માથે રાખી, ત્યારે મને કોણ જાણે શીએ બુદ્ધિ સઝી કે હું તેમને હંમેશાં ઠોકર જ મારતી ગઈ!"

અંતકાલનાં આંસુનું પણ કેવું ગહન રહસ્ય? જે કઠિન સંયમ જાણી બુજીને પાળતાં પોતાની જીંદગી ખતમ કરી તે માટે છેવટે પોતાને દોષ દેવો એ તો નિર્દય આત્મપરીક્ષાની અવધિ જ! એ આવેશ પણ છેવટે નરમ પડતો ગયો.

"મારા મનમાં તો એમ જ હતું કે ચાર દિવસ સુખે દુઃખે કાઢી નાંખીને પછી જુદાં રહીશું, ત્યારે જીંદગી સુધી પૂરેપૂરો ખગ વાળીશ. એ દિવસ પણ આવ્યો, પણ તે પરમેશ્વરને ન જ રૂચ્યો. એટલે હું તો ફક્ત પાપની જ ગાંસડી બાંધીને પરલોકમાં સીધાવું છું."

આમ કહેતાં તો તેની બધીએ ધીરજ ખુટી ગઈ. ફરી પાછી તકીઆ પર માથું નાંખી ઢગલો થઇને પડી.

હું તો દિંગમૂઢ બની ગયો હતો. આ કરૂણ પ્રસંગ લંબાવવાથી તો તેને નુકશાન જ થાય એમ હતું, તેથી બન્નેને એકલાં મુકી હું ત્યાંથી નીકળી ગયો.

બીજે દિવસે તેને દમ ઉપડયો, તે પહેલાં એક વાર જરા દૂરથી તેને નિહાળવાનો અવસર મળ્યો તે વખતે ગીતાજીનો પાઠ થતો હતો. તે બોલતી બંધ થઇ હતી. કદાચ શરીરની વેદના પણ શમી હતી. તેના પશ્ચાતાપનાં આંસુ પણ પૂરાં થયાં હતાં. સંસારની સાથે તેણે છેલ્લો હિસાબ કરી લીધો હતો. હવે તો તેનો જીવ શરીરનાં બંધન છોડી સ્વતંત્ર થવા—તેનો આત્મા આ સંસારને તજી પરમેશ્વર સાથે એકતાર થવા મથતો હતો. તેના પવિત્ર વદનકમલ પર કોઇ અનન્ય શાન્તિની દિવ્ય સુરખી છવાઇ રહી હતી. તે મનુષ્ય મટી દેવ બનતી હતી.

તેનાં આ દર્શન કરી મારો શોક પણ શમ્યો. હું પણ કલ્પનામાં કંઇ જુદી જ દુનિયામાં વિહરવા લાગ્યો. એટલામાં તે કેવળ નિશ્ચેષ્ટ થઇ, એટલે ઘરમાં રોવાનો ઘણો કોલાહલ

થઇ ગયો, તેની મારા ઉપર કંઇ અસર થઇ ન થઇ, એટલામાં તો અમે સ્મશાનમાં ચાલી નીકળ્યા.

ચિતાપર તેના શબને પધરાવી, યોગ્ય વિધિ કરીને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો એટલે હું દૂર એક ટેકરા પર જઇને બેઠો. ત્યાંથી કેટલીયે વાર સુધી એ ભડભડતી ચિતામાંથી નીકળતી જ્વાલાઓ ઉપર ભાસતા વિવિધ-રંગ પર તેમાં ભસ્મીભૂત થતા મધુરીના શબ પર મેં એકી ટશે જોયા જ કર્યું. મારા મનમાં તો ફરી ફરીને એ વિચાર આવ્યા જ કરે. કે જેમ તેનો દેહ પંચ મહાભુતમાં મળે છે, તેમ તે મધુર પુષ્પનો પુણ્ય પરાગ છેક ઉંચા આકાશમાં ઉડી સ્વર્ગમાં ભળતો જાય છે.

ત્રણ ચાર કલાકે ચિતા શમી ગઈ. તેની ભસ્મ અમે નદીમાં ઠારી, પ્રવાહની સાથે પણ તે પણ સમુદ્રમાં મળી—તેનો અમર આત્મા પણ પરમાત્મામાં ભળી ગયો.

આર્ય સંસાર આવી કેટલી મધુરીઓથી મધુર બનતો હશે. કેટલીઓને અકાળે સ્મશાનમાં સૂવાડતો હશે, એનો વિચાર કરતો હું ઘેર ગયો.

# કુમારીઓનું કૌમારવ્રત

## ૧૬

બાળપણથી જ મારી પ્રકૃતિ ઘણી ગંભીર હતી. સંસ્કાર અને શિક્ષણથી તે દૃઢ થઇ હતી. હું દુનિયાની સપાટી પર તરતી આકૃતિઓ અને પ્રસંગોમાં રસ લેતો, તે માત્ર તેનું રહસ્ય શોધવાને અથવા કંઇ સવાલને ઉકેલવાને. મારે હિસાબે દરેક માણસ એ એક વિચાર-ભાવની મૂર્તિ હતી; કંઇક બનાવ એ ઘણાં સત્ત્વોના સંઘટ્ટનનું પરિણામ હતું. મારી આ દ્રષ્ટિ મને પોતાને પણ લાગુ પાડવાની મને ટેવ પડી ગઇ હતી અને તેથી મારા મનમાં ભાવનાઓનું અને કલ્પનાઓનું તુમુલ યુદ્ધ નિરંતર ચાલતું. એ યુદ્ધને શમાવવું એને જ હું જીંદગીનો ખરો સાર માનતો. મારી આ ધૂન મારા મિત્રોના પણ જાણવામાં હતી; તેથી તેઓ મને હવા કે આકાશ જેવો-કંઇ વિચારના તરંગ જેવો અલિપ્ત પદાર્થ જ ગણતા.

મારા અનુભવે પણ હજી મારી આ પ્રકૃતિને ચળાવી ન હતી. એક નવોઢા કુમારિકાએ મારા હૃદયનું ક્ષેત્ર વિશાળ કરી મારા ઘણા સવાલોમાં સ્ત્રીજીવનને દાખલ કર્યું અને એક સાધ્વીના ઉત્કટ તપથી જીવનયાત્રાના કઠિન પંથ પર કંઇક નવીન પ્રકાશ પડયો. પણ થોડા જ વખતમાં આ અનુભવની અપૂર્ણતા સાલવાની, મારા સ્વભાવની સખ્ત કસોટી થવાની, અને મારા બધા સિદ્ધાન્તો ધગધગતી ભઠ્ઠીમાં બળાવાની વેળા આવી પહોંચી.

કોણ જાણે કેટલામીએ વાર વકીલાતમાં કંઇ રસ ન પડવાથી અને મન જરા વ્યગ્ર થવાથી છએક માસને સારૂ રાજનગરની હવા ખાવાનો મને વિચાર થયો. મારા પિતાના એક જુના મિત્ર પ્રોફેસર શિશિર–કુમાર જેને ઘણે ભાગે હું મુંબઇમાં જ મળેલો અને જેમની સાથે મારે સાધારણ પત્રવ્યવહાર પણ હતો, તેમને મારા આ મનસુબા વિષે મેં તરત જ ખબર આપી. તેમણે જવાબમાં પોતાના ઘેર જ આવવાનું મને આમંત્રણ આપ્યું. અને મારે તો નગરમાં વિહરવું હતું તેમ આસપાસ ગામગામડે ફરવું પણ હતું, તેથી કદાચ પ્રોફેસર સાહેબના કામમાં કંઇક મદદ પણ કરી શકીશ એમ માનીને મેં તેમના આમંત્રણનો વિના સંકોચે સ્વીકાર કર્યો.

છેવટે જ્યારે નગરના સ્ટેશન પરથી ગાડી લઇ પ્રોફેસરના કંપાઉન્ડના દરવાજા આગળ પહોંચ્યો, અને જ્યારે તેમના વિશાળ બગીચાની વચમાં શોભતા તેમના સુંદર બંગલાના દરવાજામાં આબાળકોનું મોટું મંડળ જોયું, ત્યારે મારી કલ્પના ઉપર આ ચંતો જ નવો પ્રકાશ પડયો. અત્યાર સુધીના પરિચયમાં પ્રોફેસરે કોઇ વખત તેમના કુટુંબ વિષે વાત કરી હશે, પણ તે મારા સુકા મગજમાં ઉતરેલી નહીં, તેથી મેં તો વગર વિચાર્યે કંઇક એમ માની લીધેલું કે તેઓ પણ મારી માફક સાધુરામ જ હશે. પણ મારી ગણત્રી છેક જ ખોટી પડી. કલ્પેલા સાધુના મઠને બદલે સર્વાંગ સુંદર ગૃહસ્થાશ્રમ જોયો અને આવા અસાધારણ સંયોગોમાં કેવી રીતે વર્તવું તેનો પહેલેથી કંઇપણ વિચાર કરી શકેલો નહીં–તત્કાલ વિચાર કરવાની તો શક્તિ જ નહીં–તેથી ઘરમાં દાખલ થતાં જ હું હદપાર મુંઝાવા લાગ્યો. જ્યારે થોડીવારમાં મારૂં માપ લેવાને આખા કુટુંબના નયનબાણ એકી સાથે મારા ઉપર તકાયાં, ત્યારે તો મારા ગભરાટનો પાર જ ન રહ્યો. તે જોઇને મોટાંએ છાની રીતે,

તો નાનાંએ મોટેથી હસવા માંડયું અને બધાંએ મારા તરફ ઇશારા કરી એક બીજાના કાન કરડવા માંડયા. તેથી તો હું મારા બધા ભણુતર અને ડહાપણુ છતાં કેવલ દિઙ્મૂઢ જ બની ગયો !

પણુ પ્રોફેસર તરત જ મારી વહારે આવ્યા અને બધાને વિખેરી નાખી મને મારી ઓરડીમાં લઇ ગયા. તેમણે મારે માટે મેડી ઉપર એક સુંદર નાની ઓરડી તૈયાર કરી રાખી હતી, ત્યાં મને ગોઠવ્યો. થોડી વારમાં તેમનાં પત્નિ પણુ ત્યાં આવ્યાં. તેમણે ઘણા જ ભાવથી મારી ખબર પૂછી ને કંઇ જોઇએ તે છૂટથી માગવાનું કહ્યું. છોકરાંના વર્તન. સંબંધમાં પણુ મને બે અક્ષર કહ્યા: "એ તો બધાં છે જ તોફાની. અને તમને કોઇ દિવસે જોયેલા નહીં તેથી ચમકી ઉઠયાં. પણુ તેથી કંઈ મન ઉપર લાવશો નહીં." પછી તરત જ આ નવી માયાનો વિચાર કરતો કરતો હું ન્હાવા ગયો. ને છેવટે જમતે જમતે બધાં છોકરાંની મને જ્યારે એક પછી એક ઓળખાણુ કરાવી, ત્યારે જ હું કંઈક સ્વસ્થ થઇને તેમના સામે જોઈ શકયો અને સહેજ હસી પણુ શકયો.

પહેલી પહેલી તો બધાંની સાથે તેમના ભણુવા વગેરે વિષે ગંભીર વાત કરવા માંડી, કારણુ કે તે મારે માટે ઘણું સહેલું કામ હતું. પણુ તેમાં પણુ તેમનું ટીખળ તરી આવતું. તેથી કાં તો હું તેમની સાથે હસવામાં ભળતો અથવા ગંભીરતાના ડોળની નીચે મશ્કરીનું અજ્ઞાન છુપાવતો. ત્યાર-પછી તો હું તેમની રમતગમત મોટે ભાગે દૂરથી જ જોતો, અને ખાસ કરીને એકેએકના સ્વભાવનો અભ્યાસ કરવા ખુબ મથતો. તેમ અભ્યાસમાં તેમનાં માતા પિતાની વાતચીતથી મને સહાય મળતી.

પ્રોફેસરની ઉમર ૪૫ વર્ષ ઉપર હશે. તેમણે વિલાયતમાં વિજ્ઞાનનો અભ્યાસ કરેલો અને આખી દુનિયામાં પર્યટન

કરેલું. તેમની પ્રકૃતિ ઘણી ઉગ્ર છતાં સંસ્કારી ને સાધારણ રીતે પ્રસન્ન હતી. તેમના વિચારો ઉદાત્ત, દૃઢ અને 'સુધરેલા' હતા. તેમનું હૃદય વિશાળ અને સ્નેહાળ હતું. દેશની અને દુનિયાની સૌ ચળવળોમાં તે ખુબ રસ લેતા અને ગુજરાતની તથા નગરની કેટલીક કેટલીક પ્રવૃત્તિઓમાં બનતી સહાય આપતા. પણ તેમનું ઉત્કૃષ્ટ ભૂષણ તો તેમનું અનન્ય કુટુંબ અને કુટુંબજીવન.

તેમનાં પત્નિને બધાં દેવી કહીને જ બોલાવતાં. એ જમાના પ્રમાણે દેવીએ અભ્યાસ તો થોડી અંગ્રેજી ચોપડીનો જ કરેલો, પણ પછી પ્રોફેસરની મદદથી સાદી અંગ્રેજી ચોપડીઓ વાંચી શકે એટલું જ્ઞાન મેળવેલું. તેઓ ગુજરાતીમાં એક્કાં હતાં. ભાગ્યે જ એવી કોઇ સારી ચોપડી ગુજરાતીમાં હશે કે જે તેમણે ન વાંચી હોય. તેમના સુંદર વદન ઉપર પ્રસન્નતા અને વાત્સલ્ય છવાએલાં રહેતાં અને તેમનાં વિશાળ ખુલ્લાં નયનમાં કલા અને કુશળતા સ્પષ્ટ રીતે દીપતાં.

તેમને બે છોકરીઓ હતી : પદ્મિની અને નલિની. અને ત્રણ છોકરા હતા : શિરીષ, ચંદ્ર અને કલ્લોલ. તેમ પ્રોફેસરના ભાઇની બે છોકરીઓ પણ તેમને ત્યાં ભણવા રહેતી: કમલિની અને સરિતા.

પદ્મિની ખરેખર રૂપરૂપનો અવતાર જ હતી. તે આશરે ૧૮ વર્ષની હતી. તેનો વર્ણ સુવર્ણ જેવો જ્વલંત હતો. તેની ઉંચાઇ એકદમ ધ્યાન ખેંચતી, તેમ અંગે અંગમાં બહુ જ ઓપતી, કારણ કે તેનું શરીર સુઘડ અને સમતોલ હતું. તેનાં ઝીણાં ચમકતાં નયનની ઉંડાઇ માપી શકાતી નહીં અને જે માપવા પ્રયાસ કરે તે તેજથી જ અંજાઇ જતું. તેનું નાક અણીદાર હતું; તેથી ગર્વમાં જ્યારે તે ઉંચું જોતી, ત્યારે હતું તે કરતાં પણ વધારે તીક્ષ્ણ લાગતું. જેવું તેનું રૂપ તેવી જ તેની બુદ્ધિ હતી—તીક્ષ્ણ અને તેજ-

સ્વી. તે કૉલેજમાં ઇન્ટરમીડીએટમાં હતી. તેનો સ્વભાવ જેટલો ટીખળી તેટલો જ રૂઆબદાર હતો. પદ્મિની નવા માણસને તો દશ ગજ દૂર રાખીને નમસ્કાર જ કરાવતી.

નલિની ૧૬ વરસની હતી. તે તેની વયના પ્રમાણમાં વધારે ઉંચી હતી, તેથી લગભગ પદ્મિનીની બરાબરી કરતી; છતાં તે પાતળી હતી તેથી તેને જોતાં આંખ એટલી ભરાતી નહીં. તેના ગૌર વર્ણમાં સ્હેજ શ્યામલ પટ હતો. એટલે તે કંઇક ચંદ્રવર્ણી લાગતી. તેનાં વિશાળ સ્થિર નયન સાધારણ રીતે નમેલાં રહેતાં. પણ તે દેખાતાં ત્યારે નલિની સ્નિગ્ધ સરલતાની તાદૃશ મૂર્તિ લાગતી. તે તેજથી આંજતી નહીં પણ સ્નેહથી આકર્ષતી, અને તેથી જો કે પદ્મિનીની સાથે હોય ત્યારે સામાન્ય રીતે ઢંકાઈ જતી; છતાં ચતુર પ્રેક્ષક તેના અંતરના ઉંડાણની સ્હેજે કદર કરી શકતો. તે હાઇસ્કુલમાં મેટ્રીકનો અભ્યાસ કરતી હતી.

આ બેની સાથે કમલિની અને સરિતા પણ તરત જ ધ્યાન ખેંચતાં. કમલિની જરા ગટ્ટી અને સરિતા જરા ઉંચી હતી, તેથી બન્ને બરાબર સરખાં દેખાતાં. બન્નેનો વર્ણ ગુલાબી હતો; પણ જ્યારે કમલિનીના નયનમાં બુદ્ધિ ને ચતુરાઇની ચમક હતી, ત્યારે સરિતાની આંખમાં સ્વર્ગીય શાંતિ અને પવિત્ર ભક્તિભાવનું નૂર હતું. તેમનું વય અનુક્રમે ૧૭ અને ૧૫ વરસનું હતું. કમલિની પ્રીવીઅસ ક્લાસમાં હતી અને સરિતા છઠ્ઠા ધોરણમાં ભણતી હતી.

શિરીષ વીસ વરસનો તેજસ્વી યુવાન હતો. તે બી. એ. ક્લાસમાં હતો. ચંદ્ર ચૌદ વરસનો ખુબસુરત કુમાર હતો. કલ્લોલ નવ વરસનો અચ્છો તોફાની બાળક હતો. તે હજી ઘેર જ ભણતો અને ખેલતો.

સૌએ મોહક, મળતાવડાં અને મશ્કરાં હતાં. તેઓ સામાન્ય સમાજ વ્યવહારથી અલગ હોવાથી અને તેમને

પહોંચી શકે એવાં થોડાંજ બાળમિત્રો જડવાથી, તેમનો પરસ્પર સંબંધ ઘણો જ ગાઢ હતો. તેથી બહારના માણસ ઉપર તો તેમના એક્યની અજબ છાપ પડતી. તેમની રમતગમતમાં મોટા નાનાનો કંઇ ભેદ રહેતો નહીં, અને ક્વચિત્ લડાઇ જામતી તો તે થોડી જ વારમાં તેમની ગમતના કિલકિલાટમાં ભુંસાઇ જતી.

આમ આ બાળકોની રીતભાતનો અભ્યાસ કરતો હતો તે વખતે પૂરી છૂટથી તો હું પ્રોફેસર અને દેવી સાથે જ વાત કરી શકતો. શિરીષ પ્રમાણમાં જરા ગંભીર પ્રકૃતનો અને શાંત સ્વભાવનો હોવાથી તેની સાથે પણ મને સહજમાં ગોઠી ગયું અને કલ્લોલની સાથે પણ ગેલ કરતાં મને બહુ વાર ન લાગી. પણ આવું કંઈ ચાલતું હોય તેટલામાં તો વચલાં પાંચે જણ કોઈ કોઇ વાર અમારી આસપાસ ઘેરો ઘાલતાં અને મારે સપાટાબંધ સટકી જવું પડતું.

૨૬

વધારે પરિચય થતાં મેં જોઇ લીધું કે આ બાળકો જ્યારે બધાં ભેગાં રમતાં ન હોય ત્યારે તેમનામાં સાધારણ રીતે બે ટુકડી પડી જતી–પદ્મિની અને સરિતાની અને નલિની અને કમલિનીની. નલિની કમલિનીને પદ્મિનીનો રોફ ભાવતો નહીં અને તેમના સ્વભાવ કંઇક મળતા હતા તેથી તેઓ ઘણુંખરૂં જોડે જ રહેતા. ત્યારે પોતાનાથી વયમાં તેમજ જ્ઞાનમાં પદ્મિની ઘણીજ ચઢીઆતી લાગવાથી સરિતાને તેને માટે ઘણું જ માન હતું. ચંદ્ર તો તટસ્થપણે ફાવે તેની સાથે ભળી જતો અને લાગમાં આવે તેની સાથે ધીંગાણું કરતો.

ધીમે ધીમે મેં સ્વાભાવિક રીતે કમલિની–નલિનીની ટુકડીમાં ભળવાની હામ ભીડી. મુંબાઈ અને બીજાં શહેરોની નિશાળોની અને કોલેજોની, વિદ્યાર્થીઓની અને તેમનાં મંડળોની, કોરટોની અને કજીઆની, મારા પ્રવાસોની અને અનુભવોની

વાતો કરતો તે તેઓ સાધારણ રીતે શાંતિથી સાંભળતાં, ન સમજાય તો કાલા સવાલો પૂછી મને ખીજવતાં, વાતમાંના કોઈ માણસની ઠંડી મજાક કરતાં અને ક્વચિત્ કોઈ બાબત ઉપર મારી સાથે જરા જુસ્સાથી ચર્ચામાં પણ ઉતરતાં. તેઓ મારી પાસેથી શીખતાં તેમ મને શીખવતાં પણ ખરાં. વળી તેઓ તેમની હાઈસ્કુલનું અને કોલેજની છોકરીઓનું મને આબેહુબ વર્ણન આપતાં, પોતાને ભણવાની જે ચોપડીઓ ઘણી જ ગમતી અથવા ઘણું જ માથું દુખવતી તે ગણાવતાં, પોતાની રમત ગમતોનું અને આનંદઉત્સવનું–જે વિષે મારૂં અજ્ઞાન ઘણું હાસ્યજનક હતું–તેનો આબેહુબ અને રમુજી ચિતાર આપતાં, તેમજ બહારની ચોપડીઓમાં જે અવનવી–મોટે ભાગે પરીઓની કે હસવાની–વાતો વાંચીને મારૂં પેટ પણ દુખવતાં. આમ ઓળખાણ વધતાં બધાં બાળકો કંઇ વાતો નીકળે એટલે પદ્મિની-સરિતાના અને પછી એક બીજાનાં પણ ગુણ–દોષ ગાતાં. પણ જો ભૂલેચુકે તેઓ ચંદ્રના સાંભળતાં તેના પર ટીકા કરતાં, તો તે એકદમ વીજળીને વેગે સૌને માથું પકડીને લાંબા સુવાડી તો, અથવા માથા પર હાથ ફલંગ મારી જતો. આ આ બધોય વખત અમારી પાસે બેઠેલો કલ્લોલ પોતાના ખીસ્સામાંથી કંઈક વાત ઉમેરતો અને વખતો વખત સમજીને કે વગર સમજયે જોરથી હસી પડતો.

આટલે સુધી પહોંચ્યા પછી પદ્મિની અને સરિતા સામે પાળ બાંધવાનું અશક્ય નીવડયું. મારી જીભ ધીમે ધીમે ખુલતી ગઇ અને અમારી વાતો જામવા લાગી, એટલે સરિતા તો જાણે આકાશના તારા ગણતી હોય એવી સ્વસ્થ અવસ્થામાં પાસે બેસીને બધું સાંભળ્યાં કરતી. પણ પદ્મિનીએ પણ જ્યારે અમારામાં ભળવા માંડયું, ત્યારે મારી સ્થિતિ જરા વિષમ થઇ પડી. તે જેમ રૂપગુણથી વધારેમાં વધારે મોહક લાગતી તેમ તેના પ્રભાવ અને રૂઆબથી જ કંઇ અજબ રીતે સૌને નમાવતી ને સતાવતી. એ આવે એટલે જ મારી

જીભ લથડવા માંડતી. પણ બધાંની સાથે આટલી દોસ્તી થયા પછી પહેલાંની માફક નાસી તો કેમ જ જવાય ? તેથી કંઇક ડોળથી હું મારો ક્ષોભ સંતાડતો અને મોટે ભાગે વક્તા મટીને શ્રોતા બની જતો. ક્રમે ક્રમે પદ્મિનીનો મીઠો અવાજ અને અજબ હાસ્ય મને સહજ થયાં, તેની આંખમાંથી ખરતા તનખાથી હું ટેવાઇ ગયો, તેનાં જ્ઞાન અને શક્તિ માટે મને માન ઉપજ્યું, તેની રસિકતા અને હાસ્યવિનોદ (humour)મને અનુપમ લાગ્યાં, ને તેના બહારના રૂઆબ નીચે તેનું કોમળ અને સ્નેહાળ હૃદય પણ મેં પારખ્યું. એટલે તેને પણ અંતરમાં સમાવી લઇને હવે હું સમગ્ર કુટુંબ સાથે ઐકતાનતાનો અનેરો આનંદ ભોગવવા લાગ્યો.

ધીમે ધીમે અમારી રમતમાંથી રમખાણ થવા લાગ્યું. સવારમાં ચંદ્ર ઘણુંખરું વખતસર ઉઠતો નહીં તેથી તેનું નાક પકડીને ખેંચવાનો અથવા તેના ગરમ પેટ પર ઠંડો હાથ ફેરવવાનો અકસીર ઉપાય હું જ અજમાવતો ને તેથી ઉશ્કેરાઇને તે કારમી ચીસ પાડીને મંગલાચરણ કરતો. પછી ન્હાના ટેબલ પર પણ ઘણું ટીખળ થતું, ટેબલ પર હાથનાં અને ટેબલ નીચે પગની સાઠમારી જામતી; તેથી કોઈ વખત તો ન્હાના સામાન સાથે આખું ટેબલ ઉંધું વળવાની બ્હીક લાગતી. બપોરના બધાં નિશાળે જતાં એટલે સાધારણ રીતે શાંતિ જ હોય, છતાં ઘણીવાર મને અને કલ્લોલને દીવાનખાનામાં બોલબેટ રમવાનો જુસ્સો ચડી આવતો. દીવાલો ને છત ખુબ ખખડતી ને કાચનો સામાન તથા ભીંતપરના તકતા જોખમમાં આવી જતા.

પણ ઘરમાં ગમ્મત કરવાનો નિયમિત સમય તો રાતનો જ કહી શકાય. પ્રોફેસર ઘણું કરીને પાસેના બંગલામાં તેમના એક સમોવડીઆ સાથે વાતો કરવા જતા અને રાત્રે વાંચવાની તો બંધી હતી એટલે સાડાનવ વાગે સુતાં સુધીમાં જે અડધોએક કલાક મળતો, તેમાં તો સાધારણ રીતે ઘરમાં

ધમસાણ જામતું. કોઇક વાર નાટક થતું ત્યારે એવો નિયમ હતો કે છોકરીઓએ છોકરાના અને છોકરાઓએ છોકરીઓના પાઠ લેવા. કોઇ વાર સીનેમા થતો—માત્ર ફેર એટલોજ કે ખરા સીનેમામાં પાછળ બત્તી હોય તેનો પ્રકાશ સામા પડદા પર પડે ત્યારે અહીંઆ પારદર્શક પડદાની પાછળ બત્તી રાખીને ખેલ કરવામાં આવતો. કોઇ વખતે કસરતના દાવ થતા. તેથી ગોટીમડાંથી કુસ્તી સુધીની બધી કલા માટે અવકાશ રહેતો અને તેમાં ચંદ્ર બધાને હરાવી નાંખતો. કોઇ વખતે વાત અને મશ્કરીના ટપ્પા ચાલતા અને સૈને એક રમુજી નવી વાત જોડીને કહેવી પડતી. અને જ્યારે કોઇ વાર સૌને સીતાર ને સંગીતનો શોખ થતો, ત્યારે નલિનીની નાજુક આંગળીઓ અને સુંદર સરોદ સૌને હેરત પમાડતાં. પણ આવો કંઇ પણ કાર્યક્રમ ચાલતો હોય ત્યારે પણ બે વસ્તુનો વિક્ષેપ તો રોકી શકાતો જ નહીં–ચંદ્રની વાનરવિદ્યા અને કલ્લોલનું અટ્ટહાસ્ય.

આ બાળકોના આનંદવિહાર જેવુંજ તેમનું મનોરાજ્ય પણ આશ્ચર્યકારક હતું. તેઓ વાતો પરીઓની જ વાંચતાં. તેમની દુનિયામાં કેવળ બાળકો જ વસતાં. લગ્ન કે સંસારને તેઓ પીછાનતાં ન હતાં. તેમને તે બિલકુલ નિરસ જ લાગતાં. તેમને એકજ રસ ગમતો—નિર્દોષ હાસ્યરસ. દુનિયામાં જો કોઇને સુધારવાની જરૂર હોય તો માત્ર બાળકોને. કોઇને માટે ચોપડી લખવાની જરૂર હોય તો તેમને જ માટે. ન્યાત જાતની, લગ્નમરણની ને વ્યવહારરૂઢિની વાત પર તેમને કંટાળો આવતો અને જો ભૂલેચુકે ચાલુ જમાનાની કઇ શ્રૃંગારી વાત કે કવિતા તેમના જોવામાં આવતી તો કોઇ તેને “બાયલી” ગણી બાજુએ મૂકતું, અને કોઇ ‘થુ થુ” કરી દૂર ફેંકતું.

આ બાળમિત્રોની સોબત કરી એટલે મારી ઉમ્મર અને અક્કલ ભૂલીને હું બાળક બન્યો. મારા ભવાંનો ભાર ગયો. મારા ચહેરા ઉપર છવાએલું ગંભીરતાનું વાદળ વીખરાયું. ભાવ અને રસકલ્પનાને દૂષિત ગણી વિસારેલાં તેનાં

ઝરણાં કેટલે વરસે ઓચીંતાં ફૂટી નીકળ્યાં. રસવૃત્તિ તેમના સૌંદર્યમાં મુગ્ધ બની, મારૂં દિલ આનંદમાં ડોલવા લાગ્યું, અને અંતરમાં નિર્મલ સ્નેહની સરિતા વહેવા લાગી. જેમને જોઇ પહેલી વાર મુંઝાયો અને ગભરાયો તેમની સાથે સ્નેહભાવે એકતાન થવામાં જીવનનું સાર્થક લાગ્યું.

૩૬

આમ ચારેક મહિના વીત્યા પછી હું કેટલાક મિત્રો સાથે ગામડે ગયો. પણ ત્યાં મન બહુ વાર ટક્યું નહીં એટલે ચારપાંચ દિવસમાં જ સમીસાંજે પાછો આવ્યો. તે વખતે સઘળું બાળમંડળ દીવાનખાનામાં ભેગું થયું હતું. પદ્મિની એક આરામ ખુરશી પર બેસીને કંઇક વાંચતી હતી. તેણે મને દૂરથી આવતો જોયો; પણ જુજ દિવસની ગેરહાજરી માટે બહુ સત્કારવિધિ કરવાની રીત ન હોવાથી હું પાસે આવ્યો ત્યારે પણ તેણે ઠંડે પેટે ચોપડીમાં જ માથું ઘાલી રાખ્યું. નલિની અને સરિતાએ પણ કોઈ નવો માણસ આવ્યો હોય એમ મારી તરફ બેપરવાથી જોયું. ચંદ્ર ઉંધો પડી શેતરંજી પર આળોટતો હતો. તેની પાસે હું બેઠો એટલે તેણે ફક્ત જરા પાસે આવીને કંઇ બોલ્યા વિના મારા ખોળામાં માથું મૂક્યું. કલ્લોલ જરા અવાજ કરીને પાછળથી વળગી પડયો. અને કમલિનીએ જરા આંખો ચગાવી થોડીવારે પૂછ્યું: “ કેમ સુખી છો ને ? ”

“ જરા દુઃખી છું. ” ચંદ્રના માથા ઉપર હાથ ફેરવતાં અને કલ્લોલને પીઠપર ઝુલાવતાં મેં કહ્યું.

“ કેમ ? તમારા સગાંઓએ–ગામડીઆઓએ–ખાવાનું ન આપ્યું ? ”

“ મોટા માણસો તો પારકાના દુઃખે જ દુઃખી હોય છે. તે ખબર છે ને ? ” મેં જરા રોફથી કહ્યું.

પદ્મિનીએ જરા નવાઈથી એક નજર મારા ઉપર નાંખીઃ "ઓહો ! આખી દુનિયાનો ભાર તે માથે ક્યારથી આવ્યો છે કંઇ ?"

"દુનિયા સુધી તો હજી હું નથી પહોંચ્યો; પણ જ્યાં જાઉં ત્યાં બૈરીઓની જ પીડા અને પંચાત જોઉં છું."

"તે ગામડે બિચારી બૈરીઓ તમને શું નડી ?" સરિતાએ પૂછ્યું.

"અમે એક પાટીદારને ઘેર ગયા અને તેણે બિચારાએ અમારા માટે રસોઇ કરવાનું ઘણુંએ સમજાવ્યું, પણ તેની સ્ત્રી તો કહે કે બ્રાહ્મણને હું રાંધી આપું તો પાપમાં પડું. છેવટે અમારે એક ગોરજી મહારાજને ત્યાં જ જવું પડયું અને જમતાં બપોરના બે વાગ્યા. બૈરીઓ કેટલી અજ્ઞાન હોય છે ?"

"ત્યારે તમે તો અજ્ઞાન કરતાં તમારા પેટને જ રૂવો છો એમ કહો ને ?" કમલિનીએ પોતાનો કક્કો ખરો કરતાં કહ્યું.

"પણ એ તો ઠીક. પણ તમને બધા અલમસ્ત લોકોને હાથે રાંધતાં શું થતું હતું ? એ બિચારી પાટીદારણ તમારૂં વૈતરૂં શાનું કરે ?" પદ્મિનીએ સપાટો લગાવ્યો.

મેં તેની પરવા ન કરતાં આગળ ચલાવ્યું : "ગામના મોટા મંદિરમાં ગયા ત્યાં એક હરામખોર બાવાની આસપાસ, પુરૂષ એકે નહીં મળે, પણ બૈરીઓનું જ મોટું ટોળું જામેલું. બાવો કોઈને બનાવતો જાય, કોઇનો હાથ જોઇ ભવિષ્ય ભાખતો જાય, કોઇને કંઇ યંત્ર આપતો જાય, અને કોઇની પાસે મિષ્ટાન્ન માગતો જાય. આ જોઇને તો મને કંપારી છુટી."

"એ તો બિચારીઓના વહેમ. તો તેમને સમજાવીને તમારે દૂર કરવા જોઇએ." કમલિની બોલી.

"તે વખતે તમારા હાથમાં લાકડી હતી કે નહીં?" ચંદ્ર ખોળામાંથી માથું ઉંચકી બોલી ઉઠયો.

"કેમ?" મેં પૂછ્યું.

"કેમ શું? હું હોઉં તો બે ચાર લગાવીને સાળાને રવાના જ કરી દઉં, એટલે ફરી કોઇ ગામમાં જવાની ખોજ ભૂલી જાય." આટલું બોલી ખોળામાં માથું નાંખી તે પાછો ઠંડી પડી ગયો.

"પણ મને તો તમારા પુરૂષોનો જ તિરસ્કાર આવે છે." પદ્મિનીએ નાકનું ટેરવું ચડાવી કહ્યું.

"બૈરીઓની દયા ખાઇએ છીએ તે માટે?" મેં પૂછ્યું.

"દયા તો ઠીક. પણ ગામડાના મરદોમાં પાણી હોત તો બાવાની મગદુર શી કે ગામમાં કે મંદિરમાં પેસી શકે? એ બાયલાઓનો વાંક નથી કહાડતા અને બૈરાંઓની દયા ખાઓ છો?"

મેં વળી આગળ ચલાવ્યું: "પછી અમે નિશાળોમાં ગયા. છોકરાઓની શાળા ભરચક ભરેલી. છોકરાના માસ્તર ખૂબ ચકોર, ચોખ્ખા ને ચળકતા. પણ કન્યાશાળામાં ગયા તો ત્યાં છોકરીઓ પુરી પા ભાગની પણ નહીં. તે પણ વારંવાર ગેરહાજર રહેતી. જે આવે તે મેલી, ગંદી અને નમાલી. અને મહેતીજી દોઢડાહ્યલી, અક્કલ વગરની અને અભણ– પા કલાક શીખવે તો અર્ધો કલાક પારણું હલાવે."

કમલિની ચીઢાઇને બોલી: "બસ કરો હવે તમારૂં પુરાણ. ગમે તેમ કરીને બિચારી બૈરીઓને વગોવવા જ બેઠા છો ને? અને વળી બોલતાં જરા શરમાતા યે નથી. ઘરનો, નિશાળનો અને સરકારનો અધિકાર કોના હાથમાં હોય છે? પુરૂષોના કે સ્ત્રીઓના? તેનું કંઇ ભાન તો છે જ નહિ."

પણ મેં તો આગળ જ ચલાવ્યું: "વળી અમે ગામમાંથી નીકળતા હતા ત્યારે તો તળાવની પાળ આગળ પાકી સડક ઉપર બુઢ્ઢી અને જુવાન બૈરીઓનું મોટું ટોળું નિર્લજ્જપણે છાતી કુટીને ભાન વગર રોકકળ કર્યો કરતું હતું. તે જોઇને તો મને હદપાર ત્રાસ છુટ્યો."

"અને તમારા પુરુષો તો કંઇ પોક નહીં પાડતા હોય? અહીંઆથી પણ હું ઘણી વાર સાંભળું છું." કમલિનીએ કહ્યું.

"હવે તમારી ગામડાંની કચકચ મહેરબાની કરીને બંધ કરો. નહીં તો અમારે તમને અહીંથી કાઢી મૂકવા પડશે." પદ્મિની અડધું ગુસ્સામાં અને અડધું મજાકમાં બોલી.

"મારી ગામડાંની વાત તો પુરી થઇ. પણ તે પછી ગાડીમાં બેસીને આવતાં શહેરની સ્ત્રીઓ વિષે વિચાર કરતો હતો ત્યારે પણ ઘણીજ દયા આવી."

"એટલે—" નલિનીએ પૂછ્યું.

"મને એમ થયું કે સ્ત્રીઓના નશીબમાં જ નીચા રહેવાનું લખ્યું હશે. ન ભણે તેને તો પોતાનું પેટ ભરવાને કોઇને પરણીને ગુલામ જ થવું પડે. ઘણી ભણે છે તે પણ જરા સુધરેલો સ્વામી કે પૈસાવાળો પતિ મેળવવા માટે જ. તમે બધા રોફ મારો છો તો પણ પરણશો નહીં તો મહેતાણીઓ જ થશો."

આ વચનથી તો આખા મંડળમાં ખળભળાટ થઇ ગયો. પદ્મિની ઉભી થઈ ગઇ. ચંદ્ર ખોળામાંથી બેઠો થઈ ગયો.

"આ તો હવે અંગત ટીકા કરવા લાગ્યા." નલિની જરા ગુસ્સાથી બોલી.

"હવે તો છેક હદપાર ગયા." કમલિની જરા તીખી થઇ.

"તમને આજે ચિત્તભ્રમ થયો છે કે કંઇ પી કરીને આવ્યા છો. વધારે લવારો કરશો તો પોલિસને સોંપવા પડશે!" પદ્મિનીએ આંખો ચગાવી રૂઆબથી કહ્યું.

મેં છેવટનું પગલું ભર્યું: "પણ આમાં કોઇને કંઇ અકળાવવા જેવું છેજ નહીં. પદ્મિની કહે છે તેમ પુરૂષોનો વાંક પણ નથી કે હું કહું છું તેમ સ્ત્રીઓનો દોષ પણ નહીં હોય. વાંક વિધાતાનો કે તેણે સ્ત્રીઓને તમારી માફક 'કમજોર અને ગુસ્સા ખોત' એવી બનાવી. અને કોઈ કવિએ પણ કહ્યું જ છે કે સ્ત્રીઓની મતિ પાનીએ."

"ચુપ" પદ્મિનીએ આવેશથી છેલ્લો હુકમ ફરમાવ્યો. "અમે કેવાં કમજોર છીએ તે જોવું છે?" એમ કહી બધાંને નીશાની કરી, એટલે થોડીવારમાં સૌ બેડમીંગ્ટનના રેકેટથી સજ્જ થઇ ગયાં અને ચંદ્ર તો ક્રીકેટનું બેટ લઈ આવ્યો. કલ્લોલને પણ સમજ્યા વિના તોફાનમાં રસ પડયો એટલે તેણે પણ રબરનો બોલ મારી સામે તાકયો.

મારૂં તોફાન પૂરૂં થયું. નાના સાથે હારવામાં શરમ અને જીતવામાં વક્કર નહીં એમ સમજીને સહેલાઇથી મારી આસપાસ રચાયેલા કોટને તોડીને હું સટકી ગયો.

* * *

બે ત્રણ દિવસ પછી મેં પદ્મિનીને કહ્યું: "આપણી લડાઇ ઉપરથી મને એક વિચાર આવ્યો છે."

"કેમ ફરી પ્રસાદી જોઇએ છે?" તેણે હસીને પૂછયું.

"એમ નહીં. પણ આવા કોઇ સવાલ પર જો આપણે બધા મળીને નિયમસર ચર્ચા કરીએ તો સૌને ફાયદો થાય."

"અમારૂં એક બાળમંડળ પહેલાં હતું સ્તો. પણ પછી આપણું કોઇ તૈયાર કરે નહીં અને બહારના કોઇ આવે નહીં એટલે બધું ભાંગી પડ્યું."

"હવે આપણે નવું મંડળ સ્થાપીએ-કુમારમંડળી." મેં જરા ધીમેથી સૂચવ્યું.

"કેમ કુમારમંડળ? કુમારીમંડળ રાખવું જોઇએ. કુમાર કરતાં કુમારીની સંખ્યા આમાં વધારે થશે." પદ્મિનીએ મને જરા ધમકાવતાં કહ્યું.

"સંખ્યામાં શું? શક્તિ પણ જરા જોવી જોઇએ."

"કેમ વિફર્યા કે? ફરીથી નાસતાં ભોંય ભારે પડશે." પદ્મિનીએ જરા આંખો ચડાવી.

"ઘડીઘડીએ તલવાર પર શાની હાથ નાંખે છે? જરા ધીરજથી વિચાર તો કરી જો." મેં ગંભીરપણે કહ્યું.

"શો વિચાર?"

"કાયદા પ્રમાણે પુરૂષવાચક નામમાં સ્ત્રીવર્ગનો સમાવેશ થઇ જાય છે."

"મહેરબાની કરીને કાયદાની વાત તો કરશોજ નહીં. કાયદા બનાવનારા તો તમેજ ને?"

"વળી કુમારી-મંડળ નામ કાનને ખરેખર સારૂં નથી લાગતું."

છેવટે મારો આગ્રહ તેણે કબૂલ રાખ્યો.

"પણ એક બે શરતો કરવી પડશે." પદ્મિનીએ કહ્યું.

"શી?"

"જે છોકરા અને છોકરીઓ કુંવારા હોય-જેનો વિવાહ પણ હજી ન થયો હોય અને જે હંમેશાં કુવારાં રહેવા માંગતાં હોય તે જ આમાં દાખલ થઇ શકશે."

"મને તો કબૂલ જ છે. પણ તમારા મનને જરા છી જોજો."

"બહુ બાયલા ન થશો. અમે વિચાર કર્યા વિના નથી બોલતાં સમજ્યાં કે?"

"પણ આ ઉપરથી આપણી પહેલી ચર્ચાનો વિષય સૂઝે છે. 'કેમ ન પરણવું' એજ વિષય રાખીએ તો ?"

"કબૂલ."

"પણ એકજ જણનું ભાષણ નહીં. સૌ પોતપોતાના વિચાર જણાવે."

"એ પણ કબૂલ. આવતે રવિવારે પહેલી સભા રાખીશું."

સૌને આ વાત પસંદ પડી; એટલે પહેલી ચર્ચાનો વિષય નક્કી થયો.

૪૬

પહેલી સભા અમારા ઘરના દીવાનખાનામાં જ રાખી. ત્યાં સભાની રીતે ખુરશીઓ ગોઠવી હતી. ટેબલ આગળ પ્રમુખની ખુરશી સ્વાભાવિક રીતે ખાલી હતી. તેની જમણી બાજુએ અનુક્રમે શિરીષ, કમલિની, નલિની અને કલ્લોલ બેઠાં હતાં. હું શિરીષની પાસે જરા અલગ બેઠો હતો. તેટલા વખતમાં બહારના કોઇ સભાસદ થયા ન હતા, તેથી કોઇની વાટ જોવાની ન હતી. બરાબર પાંચે કામ શરૂ થયું. કમલિની ઉભી થઇને બોલી: "હું આજનું પ્રમુખસ્થાન લેવા કુમારભાઇને વિનંતિ કરૂં છું. તેમની યોગ્યતા તો દેખીતી છે. જરા મોટા હોવા છતાં તેમના નામ પ્રમાણે તેમનું દિલ કુમારના જ જેવું છે. આપણી બધાની સાથે ભળી પણ શક્યા છે. ભળતાં શીખ્યા છે તે જ તેમની લાયકાત પુરવાર કરવાને બસ છે. બાકી તેમને આ સભા ચલાવતાં કેટલી આવડે છે તે તો થોડા વખતમાં જણાઇ જશે."

ચંદ્ર જરા હસતો હસતો ટેકો આપવા ઉભો થયો: "કમલિનીની દરખાસ્તને હું આ લાકડીથી (હાથમાં હતી તે બતાવીને) ટેકો આપું છું. મારે એટલુંજ ઉમેરવાનું છે કે તેમની ઉમર

જેમ વધતી જાય છે, તેણુ તેમની અક્કલ જરા ઘટતી જાય છે, છતાં ઉદારતાથી તેમને સહન કરવાને હુ તૈયાર છું. ”

આ બધી ટકોરને શાંતિથી ખીસ્સામાં મૂકી હુ પ્રમુખની ખુરશી પર બેઠો અને બોલ્યોઃ

“મને પ્રમુખપદ આપવાને માટે તમારો આભાર માનું છું, જો કે તે સંબંધમાં વધારે સભ્યતા રાખી હોત તો વધારે ખુશી થાત. ”

“ મહેરબાની કરી તેમાં કે ? ” ચંદ્ર બોલી ઉઠયો. અને તો ત્યાં સૌએ “ ચૂપ, ચૂપ ” કહ્યું એટલે બેસી ગયો.

મેં કહ્યું : “હવે મંત્રી હોય તે સભાનો કાર્યક્રમ જણાવે.”

પદ્મિની ઉભી થઈ: “ આજે પહેલું કામ તો મંડળના નિયમો પસાર કરવાનું છે.” પછી તે મંડળના બધા નિયમો વાંચી ગઈ.

“ સૌને બધી વાત કબૂલ છે ? ” મેં પૂછયું.

“ પછી જે પરણે તેની વાત છે ! ” એમ કહી ચંદ્રે પોતાની સોટી જરા ફરકાવી. પદ્મિનીએ તેની સોટી લઇને દૂર ફેંકી દીધી.

સૌએ નિયમો કબૂલ કર્યા એટલે મેં તે પસાર થયા છે એમ જાહેર કર્યું.

પદ્મિની બોલી : “ હવે બીજુ અને ખરેખરૂં કામ તો ‘કેમ ન પરણવું’ એ વિષય પર ચર્ચા કરવાનું છે. ”

“પણ કોઇને પરણવું હોય તો ? ” કલ્લોલ હસીને બોલી ઉઠયો. પણ તે કોઇએ ગણ્યું નહીં.

મેં કહ્યું: "હવે આ વિષય પર જેને ફાવે તે ચર્ચા શરૂ કરે." સૌએ એક બીજાના તરફ આંગળી કરીને હસવા માંડયું; પણ કોઈ ઉભું થયું નહીં.

મેં લગામ લીધીઃ "કોઇ ઉઠતું નથી તેથી બોલવાનો ક્રમ પણ હુંજ નક્કી કરીશ. જમણી બાજુના પહેલા નંબરથી તે ડાબી બાજુના પહેલા નંબર સુધી અનુક્રમે બધાને બોલવાનું ફરમાવવામાં આવશે. ચાલ શિરીષ શરૂ કર."

"કેવો શોક?" ચંદ્ર બોલ્યો. પણ એકંદરે આ વાત બધાને ગમી.

શિરીષ ચસ્મા ચકચકાવતો અને મગજને સતેજ કરતો ઉભો થયો.

"આ વિષય સંબંધમાં મારાં કારણો ટુંકાં અને સ્પષ્ટ છે. મનુષ્ય અને પશુ વચ્ચે જો કોઇ ખરેખરો ફરક હોય તો તે બુદ્ધિનો છે બુદ્ધિ જ મનુષ્યોનું સર્વોત્તમ ભૂષણ છે. તે વડે જ મોટાં પુસ્તકો લખાય છે અને મોટી શોધો થાય છે. વ્યવહાર અને રાજકારભાર પણ તે વડે જ સચાય છે. તે વડેજ મોટા ધર્મો અને સામ્રાજ્યો સ્થપાયાં છે, તેના વિકાસથી તે ખીલ્યાં છે અને તેના વિકારથી નાશ પામ્યાં છે.

"માણસને એક બીજી શકિત જગન્નિયંતાએ આપી છે. અને તે હૃદય. પણ તે તો બુદ્ધિના કાબુમાં અને તે તેના સાધન તરિકે જ વાપરવાને નિમાએલું છે. જીવનસફરમાં બુદ્ધિના હાથમાં સુકાન હોય તો જ લાગણીના પવનનો સદ્‌-પયોગ થાય. પણ જો સઢ અને સુકાન પવનને શરણે રહે, તો થોડીવારમાં જ ભૂકકા ઉડી જાય.

"દુર્ભાગ્યે મનુષ્ય જાતિના બે અંગની વચ્ચે આ બે ગુણની વિષમ વહેંચણી થયેલી છે. મનુષ્યોમાં વિચાર

પ્રધાન છે અને તે હું ઉપર જણાવી ગયો તે પ્રમાણે યોગ્ય છે. ત્યારે સ્ત્રીઓ ભાવપ્રધાન છે, અને તે અતિશય અયોગ્ય અને હાનિકારક છે. સામાન્ય સ્ત્રીપુરૂષો તો પોતાનામાં ન હોય તે ઝંખે છે અને તેથી એક બીજાને પરણે છે. અને હું એ પણ કબુલ કરૂં છું કે સ્ત્રીઓ બુદ્ધિની દોરી વિના અથડાઇ પડે એમ હોવાથી તેમને તો લગ્ન લાભદાયક પણ છે. પણ અમને પુરૂષોને તો આ ગુણો સુંદર પ્રમાણમાં મળ્યા છે તેથી અમે બૈરાં દુનિયામાંથી વિરક્ત રહીએ તેમાં જ અમને ખરો લાભ છે. તેથી હું (પોતાની નબળી છાતી જરા આગળ કહાડીને બોલ્યો) તો મોટા ભાગના મારા ભાઇઓ માફક જરાએ મૂર્ખાઇભરેલું સમાધાન કરવાનો નથી; મારા વિચારના પવિત્ર વાતાવરણને સ્ત્રીની વિકારી હવાથી જરાયે અપવિત્ર કરવાનો નથી. હું એકલો અને વિરલો રહીશ, અનર્થની તે દેવીથી અલગ રહીશ, ને મારૂં જીવન સાર્થક કરીશ. ”

શિરીષ એટલું બોલીને બેસી ગયો. ચંદ્ર અને કલ્લોલે ખૂબ જુસ્સાથી તાલીઓ પાડી. કુમારીઓના હોઠ જુસ્સાથી ફરકવા લાગ્યા. તેમના ચહેરા લાલ થતા દેખાયા.

પછી કર્મલાની ઉભી થઈઃ “ શિરીષભાઇ કેટલુંક બરાબર બોલ્યા છે અને બાકી તો બકયા છે. બુદ્ધિ અને હૃદય એ મનુષ્યનાં લક્ષણ છે એ તેમનું કહેવું બરાબર છે. પણ હૃદય બુદ્ધિથી ઉતરતું છે એમ કહેવું એ ખોટું છે. વિચાર અને લાગણી બંને સરખાં જ જરૂરી છે, અને એ બંનેના સાચા સંમિલનથી જ મનુષ્ય દેવ બને છે. હું કબુલ કરૂં છું કે એકલી લાગણીથી જ માણસે ન દોરાવું જોઇએ. પણ પ્રેમ કે દયા વિનાના માત્ર અક્કલવાળા મોટા માણસને તો દુષ્ટ રાક્ષસ જ કહેશો ને ? સુકાની વિના વહાણ અફળાઇ જાય એ વાત ખરી છે. પણ સઢમાં પવન જ ન હોય તો વહાણ એક ઠેકાણે જ ઉભું રહે અથવા નદીના પ્રવાહને જ શરણે થઇ જાય ત્યાં ચાલ્યું જાય.

"આથી સ્ત્રીઓ વિષે તેમણે ગંભીર ભૂલ કરી છે. —જો કે તે વિષે તેમને માફી આપવાને તૈયાર છું. પણ ઘડીભર માની લઈએ કે તેઓ કહે છે તેમ પુરૂષોમાં બુદ્ધિનું તેમ સ્ત્રીઓમાં ભાવનું પ્રમાણ વધારે હોય છે; તો પણ પહેલું જ પ્રમાણ સારૂં અને બીજું ખોટું કેમ ? શું પરમેશ્વર પુરૂષોનો પક્ષપાત કરે અને સ્ત્રીઓનો દ્વેષ કરે ? ઉલટું તેણે દેખીતી રીતે સ્ત્રીઓને શરીર વધારે કોમળ આપ્યું છે તેથી તેનું સાટું વાળવાને તેને અંતરની સમૃદ્ધિ વધારે આપી છે. પરમેશ્વરને પક્ષપાતી, એટલે પાપી ઠરાવીને શિરીષભાઈએ પોતે જ ગંભીર પાપ કર્યું છે.

"આથી હું તો સ્ત્રીઓને તેમજ પુરૂષોને માટે લગ્નની ભાવનાને દોષ નથી દેતી. 'અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દેવાને' એ વાકયને હું યોગ્ય માનું છું. પણ દુર્ભાગ્યે જ્યારે સ્ત્રીઓમાં પ્રેમ અને ભક્તિ કાયમ રહ્યાં છે, ત્યારે પુરૂષોમાંથી જ્ઞાન અને શૌર્યનો લોપ થયો છે. આજે રામ અને કૃષ્ણ જેવા, ભીષ્મ અને અર્જુન જેવા કે એથી સોમા દરજ્જાના પણ નરવીરો આપણા દેશમાં ક્યાં પાકે છે? સ્ત્રીઓનું સતીત્વ તો કાયમ રહ્યું પણ પુરૂષોએ દેશને ડુબાવ્યો. અને હવે દેશભક્તિનાં બણગાં ફૂંકે છે, તેમજ મોટી ચોપડીઓમાં ગોથાં ખાય છે, તોય નથી આપણા પૂર્વજોને પહોંચી શકતા કે નથી પરદેશીઓની બરાબરી કરી શકતા.

"પુરૂષોમાં મર્દાની નથી એ તો સદ્ભાગ્યે પુરવાર કરવાની જરૂર નથી. તેમ ન હોત તો આપણે પરાધીન કે નિઃશસ્ત્ર ન હોત. અને એ ગઈ ગુજરી વિસારે મૂકીએ તોયે આજે કેટલા પુરૂષો પોતાની સ્ત્રી અને બાળકોનું જતન કરવાને ચોર કે લૂંટારાની સામે થાય છે ? કોઈનામાં હિંમત હોય તો તે જડભરત હોય છે અને ભણેલા બાયલા હોય છે.

"એટલે અમારે પરણવાનો વખત હજી નથી આવ્યો. હજી વાર છે. જ્યારે પ્રેમશૌર્યની નવી મૂર્તિઓ પેદા થશે, ત્યારે અમે જ વિજયમાળથી તેમને વધાવી લઇશું."

કમલિનીના આ કડક ભાષણથી ઉશ્કેરાઇ ચંદ્ર કંઇક બોલવા જતો હતો તેને પદ્મિનીએ અટકાવ્યો. હવે નલિનીનો વારો આવ્યોઃ

"શિરીષભાઇને કમલિનીએ સચોટ જવાબ આપી દીધો છે, એટલે મારે બહુ કહેવાની જરૂર નથી. પણ ન પરણવાનાં મારાં કારણો તદ્દન જુદાં છે. કમલિનીને તો કોઇપણ દિવસ સુયોગ્ય પતિને વરમાળ પહેરાવવાની હોંસ છે—"

"મેં વરમાળ નહીં પણ વિજયમાળ કહ્યું છે." કમલિનીએ વાંધો લીધો.

"—પણ મને આવી કંઈ હોંશ નથી તેમ ભ્રમ પણ નથી. પાંચ આંગળીએ પૂજવા જેવો સંપૂર્ણ પતિ મળે તો પણ મારે તો ન જ ખપે. મારા વાંધા ઉંડા અને અંગત છે.

"પુરૂષોના દિલમાં હિંમત નથી તેમ કોમળતા પણ નથી. મને હંમેશા પુરૂષો મેલાઘેલા, કઠણ હૈયાના, અને જરા જડસા જેવા લાગે છે. લાગણીની ઝીણવટ તો તે સમજે જ નહીં. કલાનું તેમને ભાન નહીં. રસનું તેમને જ્ઞાન નહીં. પ્રેમની વાતો પણ પીછાને નહીં. નાનાં ભોળાં બાળકોની તેમને કિંમત નહીં. એવાને પનારે પડી મારી જીંદગી ફોકટ કરવા હું માગતી નથી.

"પુરૂષોમાં લાગણી નહીં છતાં શરીરમાં જોર વધારે. અને કહેવત તો જાણીતી છે કે "નબળો માટી બૈયર પર શૂરો." બહાર જેમ ઓછું જોર ચાલે, તેમ ઘરમાં વધારે અજમાવે. જે મારે નહીં તે ધમકાવે, હુકમ કરે, રીસ ચઢાવે, બાળકોને સતાવે–એક કે બીજી રીતે ઘરને જંગલ જેવું

બનાવી મૂકે. આવ જંગલીપણાનો કંઇક અંશ સારામાં સારા પુરૂષોમાં પણ હોય જ છે. એટલે તેઓ સંગ કરવા લાયક જ નથી.

"તેથી હું આવા કોઇપણ જંગલીની ગુલામી કરવા તૈયાર છું જ નહીં–અને કદિ થઇશ પણ નહીં."

હવે કલ્લોલનો વારો આવ્યો. તેને કોઇએ પહેલેથી શીખવી મૂકયું હતું તે પ્રમાણે તે હસતો હસતો બોલ્યો:

"મને પરણવાનું તો બહુજ ગમે છે–"

"બાયલો, બાયલો" એવા અવાજ ચોતરફ થયા.

"–પણ સાંભળો તો ખરાં–પણ પરણવા સામે મારે એક ઘણો સખત વાંધો છે. પૈસા ખરચીને પરણું, બંગલો વસાવું અને પછી કોઇક દિવસ પલંગ પરથી મારી બૈરીને કોઇ પરી અધ્ધર લઇ જાય તો હું તો બની જ જાઉં અને મારી ફજેતી થાય તેથી હું કદિ પરણવાનો નથી."

હવે સરિતા જાણે સ્વપ્નમાંથી જાગી હોય તેમ ટટ્ટાર થઇને ઉભી: "હું બુદ્ધિને બદલે ધર્મને જ મનુષ્ય માત્રનું ખરૂં ભૂષણ માનું છું. પ્રભુને પિતા સમાન ગણી, તેનું સ્મરણ કરવું, જગતના સૌ સ્ત્રીપુરૂષોને ભાઇબ્હેન ગણી તેમના પ્રત્યે સમાન પ્રેમ રાખવો, જડચેતન સમગ્ર સૃષ્ટિને પ્રભુનીજ લીલા પિછાનવી અને બને તેટલો વખત પ્રભુભક્તિમાં જ લીન રહેવું એમાં જ મારા જીવનની સાર્થકતા માનું છું."

"ત્યારે સાધુડી થઇ જા." ચંદ્ર બોલી ઉઠયો.

"–મને તો એક જ રસ ખપે–પ્રેમભકિતનો. મને એક જ જ્ઞાન ગમે—આત્માના મોક્ષનું. મને એક જ કામ ગમે–ગરીબની સેવાનું. મને એક જ આનંદ ગમે—ભોળાનાં ભજન-કીર્તનનો. આવા ભાવને સમજી પણ શકે એવા પુરૂષો થોડા

હોય છે. તેવા ખરેખરા ભાવવાળા તો હોતા જ નથી. જે કોઇ હોય છે તેઓ પણ સ્ત્રીઓની ટોચે તો પહોંચે જ નહીં. અને ભૂલેચૂકે જો કોઇ સાચા ભક્તરાજ જન્મે, તો તે પરણે નહીં અને વળી જો પરણે તો તે સ્ત્રીને પોતાની નોકર જ ગણે. એટલે મારી ભાવનાવાળી કોઇ સ્ત્રી તો પરણી શકે જ નહીં.

" હું જ્યારે બાગના કિનારા પર બેસીને રેતીનો લાંબો પટ, સામે વાદળાંમાં ગુમ થતો નદીનો વાંકોચુકો રૂપેરી પ્રવાહ, ચોતરફ ઝુકતાં લીલાં ખેતરો અને તેના પર ધીમેધીમે છવાતી સંધ્યાકાળની સુરખી–એ બધું નીહાળું છું, ત્યારે હું તેમાં એટલી બધી તલ્લીન થઇ જાઉં છું કે મને ત્યાં કલાકોના કલાકો સુધી બેસી રહેવાનું મન થાય છે. તે ધ્યાનમાં કોઇ મિત્રોના મીઠા સૂર પણ મને ખુંચે, તો પછી પતિરાજના કઠોર હુકમ સાંભળતાં તો મને મૂર્છા જ આવે !

" એટલે આપણે તો કદિ પરણવાનાં જ નહીં–આ ભવમાં કે પેલા ભવમાં. "

હવે સૌની નજર ચંદ્ર પર પડી. ઘોડાની માફક જરા હણહણાટ કરી તે ઉભો થયો.

" અત્યાર સુધી બધાં એક વાત ભૂલી ગયાં છે તે જોઇને મને ઘણી નવાઇ લાગે છે. સ્ત્રીઓમાં (સરિતા સામે જોઇને) ધર્મનું ધતીંગ ગમે તેટલું હશે અને તેમનાં દિલ ગમે તેટલાં વેવલાં હશે, પણ એક વાત તો ચોક્કસ જ છે કે તેમના શરીરમાં કંઇ દમ હોતો જ નથી. આખી દુનિયા બે વસ્તુ વડે જ ચાલે છેઃ ખેતી અને સીપાઇગીરી. ખેતી ન હોય તો ખાવાનું ન મળે અને સીપાઇ ન હોય તો એકની મહેનતનું બીજો ખાઈ જાય. અને એ બંને કામ પુરૂષોની તાકાતથી જ થાય છે. બિચારી સ્ત્રીઓનું તેમાં આમળા જેવું મીંડું જ છે.

"આ ઉપરથી દેખીતું છે કે સંસારમાં સ્ત્રીઓ પોતાના પગ ઉપર ટકી શકે જ નહીં, તેથી તેમણે પુરૂષોના તાબેદાર થવું જ જોઇએ. અને અહીંઆ કોઇએ લગ્નની રીત માટે પુરૂષોના પર ટીકા કરી છે તેને બદલે ખરૂં જોતાં તો પુરૂષોનો ઉપકાર મનાવો જોઇએ કે સ્ત્રીઓ ગાયભેંસના કરતાં ઘણી જ ઓછી ઉપયોગી હોવાં છતાં તેના કરતાં પણ તેમને પુરૂષો વધારે સારી રીતે પાળે છે.

"પણ દુર્ભાગ્યે સ્ત્રીઓ આ વાત બરાબર સમજતી નથી અને તેથી તેમના પતિનો જોઇએ તેટલો પાડ માનતી નથી. તેમાં વળી જે જરાક પણ ભણે છે તે તો અભણ કરતાં યે ઓછું કામ કરે અને છતાં તેના મીજાજનો તો પાર જ નહીં! એટલે હું તો એવા નિશ્ચય પર આવ્યો છું કે સ્ત્રીઓ પુરૂષોની બરાબર કદર કરી શકે ત્યાં સુધી તેમને બદલે એક બે સોંઘા નોકર રાખીને બધું કામ લેવામાં વધારે લાભ છે.

"સદ્ભાગ્યે મારી જાતનું મને ઘણું અભિમાન છે અને મારાં કાંડાંમાં ઠીક જોર પણ છે. તેથી મારી બૈરી જો મારા એક બોલને જરાક જ ગણકારે નહીં, તો હું લાકડી લઇને ફરી વળું. પણ આમ કરતાં રોજ મારી સુખશાંતિનો ભંગ થાય તે કંઇ મને પાલવે નહીં. અને ભોગજોગે જો વધારે વાગવાથી એ પીડા છેક પતી જાય તો વળી મારે ફાંસીએ લટકવાની તસ્દી લેવી પડે. તેથી હું તો સૌ વીર પુરૂષોને છાતી ઠોકીને સલાહ આપું છું કે કોઇએ કદિ પણ પરણવું જ નહીં."

હવે પદ્મિની ઉભી થઇ. ચારે બાજુએ ચમકતી આંખો ફેરવી, પાસે બેઠેલા સૌને જાણે નજીવા ગણતી હોય એમ કંઇ દૂર દૂર નજર ફેરવતી તે બોલી.

"મને શિરીષભાઇની દલીલોની દરકાર નથી. પણ અત્રે ત્રણ કુમારિકાઓએ જે દલીલ આપી છે તેથી હું જરા શર-

માઉં છું. કમલિનીને કૃષ્ણ અને રામ, ભીષ્મ અને અર્જુન જેવા શૂરા પતિ જોઇએ છે. પણ આ વીર પુરૂષોને સ્ત્રીની કેટલી કિંમત હતી તે એ છેક જ ભૂલી ગઇ લાગે છે. કૃષ્ણને ફક્ત ૧૬,૧૦૮ સ્ત્રીઓ હતી અને તેમાં માત્ર ૮ જ પટરાણીઓ હતી. રામ પરણ્યા તો એકને, પણ તેનું યે પૂરૂં જતન ન કરી શક્યા. અને છેવટે લડીને તેને છોડાવી લાવ્યા તે પછી એક નજીવા ધોબીનો બોલ પોતાની ગર્ભવતી સ્ત્રી કરતાં પણ તેમને વધારે કિંમતી લાગ્યો. ભીષ્મે પોતે તો બ્રહ્મચર્ય પાળ્યું, પણ તેથી પોતાના ભાઇઓને માટે ત્રણ રાજકન્યાઓનું જોરજુલમથી હરણ કરતાં તેમને હરકત ન આવી, અને તેમાંની એક તો મનથી એક રાજાને વરી બેઠી હતી તેથી છેવટે તેને છોડી દેવી પડી–તેથી તે ન રહી ઘરની કે ઘાટની–અને છેવટે તેને ચિતામાં ભસ્મ થવું પડયું. અને સૌ બાણાવલિઓનો શિરોમણિ અર્જુન ! દ્રૌપદી જેવી સતીને પરણીને પણ તેને સંતોષ થયો નહીં, એટલે વ્રત લઇને ૧૨ વરસના વનવાસે નીકળ્યો ત્યારે, ભટકતે ભટકતે પણ જે સુંદરી જુએ તેના પર મોહિત થઇને પરણી જતો. આ ઉપરથી હું તો એટલું જ કહેવા માંગું છું કે આ બધા ગમે તેટલા ડાહ્યા અને શૂરા હશે તો પણ સ્ત્રીઓની તો તેમને કોડીની જ કિંમત ન હતી. તેમને મન સ્ત્રીઓ ને દાસીઓમાં બહુ ફેર ન હતો. ઋષિઓના જે કાળને હાલ સાતમે આસમાન ચઢાવવામાં આવે છે તેમાં પણ લગ્નની ભાવના તો ઘણી જંગલી હતી.

" નલિની નથી પરણતી કારણ કે તેને પુરૂષોના બળની બ્હીક છે. તેણે પુરૂષોનું જે વર્ણન કર્યું છે તે એકંદર ખરૂં છે. પણ પરણવું જો બીજી રીતે યોગ્ય હોય તો માત્ર બ્હીકથી જ ન પરણવું એ તો બાયલાપણું કહેવાય. હું તો ગમે તેવા રાક્ષસથી પણ બ્હીઉં નહીં. તેની મગદુર નથી કે મારી ભ્રુકુટિમાંથી તીર નીકળે તેની સામે એક પગલું પણ તે આગળ ભરી શકે–" આ વીર વચનો સાંભળી ચંદ્ર

વચમાં ઉઠી, ' શાબાશ છે ' બોલી, પદ્મિનીની પીઠ ઠોકવા લાગ્યો. પણ પદ્મિનીએ તેનું ગળું પકડી જોરથી બેસાડી દીધો. અને આગળ ચલાવ્યું.

" સરિતાને ધર્મમાં મગ્ન થવું છે. પણ તેને માટે આ દુનિયા નથી. તેને તો આ લોકનું સ્વર્ગ બનાવવું છે. અથવા તો સદેહે સ્વર્ગે સંચરવું છે. તે ગમે તેટલું સારૂં હોય પણ એ કંઇ લગ્નની સામે દલીલ નથી.

" ને ચંદ્ર તો મુરખ છે—"

" હું આની સામે સખત વાંધો લઉં છું." ચંદ્ર જોરથી બોલી ઉઠયો. પણ ફરીથી પદ્મિનીએ તેની ગરદન પકડી બેસાડી દીધો.

"—પણ તેના શબ્દો પુરૂષોનો મત ઠીક સૂચવે છે. તેના જેવા સૌ આખા બોલા નથી હોતા, પણ તેમના મનમાં લગભગ એવું જ કંઇ હોય છે. માત્ર તેની માફક લગ્નથી ડરી જવાને બદલે પુરૂષો એક પછી એક અથવા કોઇક એકી વખતે બને તેટલી સ્ત્રીઓને દાસી બનાવે છે-કોઈ તેને રમકડાંની માફક રીઝવે છે, તો કોઇ તેને નોકરની માફક પાળે છે અને કોઇ સખી અને સહચરીના મીઠા બોલથી સ્ત્રીઓની પરાધીનતાને શોભાવવાને વ્યર્થ પ્રયત્ન કરે છે.

"પણ મારો વાંધો પુરૂષોની વર્તણુક કરતાં પણ તેમની નીચી ભાવનાની સામે છે. પુરૂષો પશુબળમાં ચઢીઆતા હોવાથી હજારો વરસથી તેમના મનમાં વસી જ ગયું છે કે સ્ત્રીઓ–પછી તે પુત્રી કે માતા, બ્હેન કે સ્ત્રી હોય-પુરૂષોથી ઉતરતી જ છે અને તેમની ગુલામી કરવા જ બંધાએલી છે. અને આ વાત ઘણીખરી ભોળી સ્ત્રીઓ માની લે છે એમાં જ તેમની ખરેખરી ગુલામી સમાયેલી છે. સમગ્ર સ્ત્રીજીવન એટલે ગુલામી; બાળપણથી બુઢ્ઢાપણ સુધી–માત્ર તેના માલીક બદલાયા કરે. એ તો મનુમહારાજે ચોખ્ખું કહી દીધું છે.

અને ગુલામીનું સર્વાંગે સંપૂર્ણ કેન્દ્રસ્થાન એ લગ્ન. જીવનના બધા સંબંધ તેમાંથી જન્મે છે તેથી તેમાં જ પુરૂષોએ પરતંત્રતાને પરાકાષ્ટાએ પહોંચાડી છે. તેમાંથી જ જીવનના સર્વ ક્ષેત્રોમાં–સમાજમાં અને રાજ્યમાં, ઉદ્યોગમાં અને વેપારમાં–આ ગુલામીનું ઝેર વહ્યા કરે છે. તેથી જો સ્ત્રીઓને કુટુંબમાં તેમજ સંસારમાં ખરેખરા સ્વતંત્ર થવું હોય તો ગુલામીના મૂળ કિલ્લાને જ તોડે, એટલે દુશ્મન જોતજોતામાં સર થશે.

"આ વાત બિચારી અભણ સ્ત્રીઓ તો ન સમજે. પણ જે એકેએક સંસ્કારી સ્ત્રી પરણે છે તેને હું સ્ત્રીદ્રોહી માનું છું. ખેર ! પણ આપણે થોડાં ઘણાં પણ ટકી રહીશું તો તેમાંથી કોઈ દિવસ મોટું સૈન્ય જમાવીશું, પુરૂષોની સામે જંગી બળવો કરીશું અને આર્યાવર્તની સ્ત્રીજાતિનો–ખરૂં જોતાં મનુષ્યત્વનો–વિજય આખી આલમમાં વર્તાવીશું."

જાણે કોઇ લશ્કરના સેનાધિપતિ તરીકે તે જ વખતે હજારોની આગળ વાવટો ફરકાવી હુકમ આપતી હોય એવા જુસ્સાથી પદ્મિની બોલી રહી. ઘડીવાર તો હું પણ અંજાઇ ગયો–આ ચર્ચા કેવી રીતે સમેટવી, તેના વિખરાયેલા તાર કેવી રીતે જોડવા, તેની મને સમજ ન પડી. પણ થોડીવારમાં બધી આંખો મારા ઉપર એકત્ર થઈ એટલે હું ઉભો થયો.

"તમે બધાં યે આ વિષય પર આવી સુંદર ચર્ચા કરી છે તે માટે તમને સૌને અભિનંદન આપું છું. શિરીષે પુરૂષોનો પક્ષ ઠીક રજુ કર્યો છે અને પદ્મિનીએ ઘણી છટાથી સ્ત્રીઓની લડાયક તરફદારી કરી છે. તે બેની વચ્ચે ત્રણે કુમારીઓની દલીલો ગોઠવાઈ જાય છે. કલ્લોલે બાળક મત પણ ઠીક રજુ કર્યો છે અને ચંદ્રે સ્ત્રીઓને ગોળ વીંટીને ઠીક ગાળ આપી છે.

"કોણુ કોનાથી ચઢીઆતું છે એ વિષયમાં હું ઉતરવા નથી માગતો. સદીઓની તાલીમથી જે સ્વરૂપે સ્રીઓ અને પુરૂષો આપણને દેખાય છે તે કંઇ કુદરતી કહેવાય નહીં. અને વળી આપણી ચર્ચાને માટે તો બંને જાતિના ગુણની કિંમત આંકવાની કંઇ જરૂર જ નથી.

"કારણુ કે આપણો સવાલ તો બંને વચ્ચેના એક ખાસ સંબંધનો જ છે. હું એકદમ કબૂલ કરીશ કે પ્રાચીન કાળથી પુરૂષોમાં ઘણી અવનતિ થઇ છે, પણ મારે ન્યાયની ખાતર ઉમેરવું પડશે કે સ્રીઓમાં પણ કંઇ પ્રાચીન ગૌરવ અને સંસ્કાર રહ્યાં નથી. જો રામ અને કૃષ્ણ હાલ દેખાતા નથી તો સીતા અને દ્રૌપદી, ગાર્ગી અને મૈત્રેયી પણ નજરે નથી પડતાં. હું એ પણ માનું છું કે કુદરતી જંગલી અવસ્થાના ગુણ સ્રીઓ કરતાં વધારે અંશે પુરૂષોમાં રહ્યા છે —પુરૂષોમાં પશુબળ તેમ પશુવૃત્તિ પણ કંઇક વધારે જોવામાં આવે છે. આથી હું એ પણ સ્વીકારવાને તૈયાર છું કે સ્રીઓનો સ્વભાવ ધર્મને કંઇ વધારે અનુકૂળ છે—જો કે દુનિયાના સૌ મોટા ધર્મ તો પુરૂષોએ જ સ્થાપ્યા છે એ ભૂલી જવું ન જોઈએ. છતાં લગ્ન જો સરખેસરખાંની સોબત હોય—બન્ને પક્ષ એકબીજાના ગુણને યોગ્ય માન આપી શકતા હોય તો તેની સામે કંઈ વાંધો આવત નહીં. તેથી પદ્મિનીએ જણાવ્યું તે પ્રમાણે લગ્નની સામે ખરેખરી દલીલ એક જ રહે છે કે તે સંબંધ સરખા મિત્રોના જેવો નથી; પણ માલીક અને ગુલામના જેવો છે, અને કદાચ તમને જાણીને નવાઇ લાગશે કે હું પુરૂષ હોવા છતાં મારૂં પણ ન પરણવાનું કારણ તેજ છે.

"આમ છતાં પદ્મિનીની માફક મને પુરૂષવર્ગની સામે ગુસ્સો કે તિરસ્કાર નથી આવતો. ઇતિહાસનો થોડો પણ અભ્યાસ કરતાં માલમ પડે છે કે એક જમાનામાં જે રીત કુદરતી લાગે છે તે બીજા જમાનામાં ભયંકર અને

ત્રાસદાયક લાગે છે. પશ્ચિમમાં લાખો પુરુષો, સ્ત્રીઓ અને બાળકોને પણ, ધર્મના મતભેદને લીધે રીબાવી રીબાવીને મારી નાંખવામાં આવ્યાં છે. આપણા દેશમાં આજસુધીમાં લાખો સ્ત્રીઓ પતિના શબની સાથે બળીને ભસ્મ થઇ છે. આ વિષે વિચાર કરતાં આજના યુરોપીઅનોને તેમજ આર્યોને કમકમાટી છૂટે છે. તો પણ, તેથી, પહેલાં જન્મેલા માણસો કુદરતી રીતે જ ક્રૂર હતા એમ કંઇ કહેવાય નહીં. સૌ જમાનાઓના રીવાજને દોષ દે છે તે જ પ્રમાણે લગ્નને વિષે અત્યાર સુધીમાં જે અનાચાર થયા છે તે સામે મારૂં લોહી ઉકળે છે છતાં પણ પહેલાંના કે આજના લોકોને હું દોષ દેતો નથી. આજે આખી દુનિયા પશુઓનાં હિંસામાં પાપ સમજતી નથી. પણ કોઇ દિવસ દુનિયામાં જો પશુઓ તરફ પરમ દયાનો જમાનો આવશે–આજે તેનાં કલ્પના પણ કરી શકાતી નથી–ત્યારે તે આજના લોકોને રાક્ષસી કહેશે તો તે શું યોગ્ય ગણાશે ?

"આવી રીતે વિચાર કરતાં જેમ રાગદ્વેષ શમે છે તેમ યુગે યુગે પ્રગતિ કરવાની ફરજ પણ સ્પષ્ટ દેખાય છે. પહેલાંના યુગની રૂઢિનો વારસો આપણને મળે તેમાં આપણો દોષ નથી. પણ તે વિષે પાપ જણાયા પછી તેને નબળાઇથી કે નાહિંમતથી એમ ને એમ રહેવા દેવી એ મને અસહ્ય લાગે છે. લગ્નના રીવાજ વિષે આપણું દિલ જાગૃત થયું છે તેથી આપણે તો તેના પર આપણી છાપ પાડવી જ જોઇએ.

"પણ તે કેમ પડાય ? કોઇ કહે છે કે સારા લગ્ન કરી આદર્શ જીવન ગાળી દુનિયા આગળ દાખલો બેસાડવો. હું આ વાતનો ઇન્કાર કરૂં છું. પદ્મિનીએ કહ્યું છે તેમ પુરુષોનાં તેમજ સ્ત્રીઓનાં ખમીરમાં જુની ભાવના એટલી ઉંડી પેસી ગઇ છે કે સારામાં સારા સ્ત્રી પુરુષોના લગ્નસંબંધમાં પણ તે સૂક્ષ્મ રૂપે તો આવ્યા વિના રહે જ નહીં. મારે કબૂલ કરવું જોઇએ કે મારા આટલા ઉંચા વિચારો છતાં હું પણ

પરણું તો મારાથી અજાણ્યે કે આવેશમાં અત્યાચાર થઇ જાય એવો મને ભય રહે છે. અને હું કદાચ પત્નિ-પૂજામાં નિમગ્ન થઇ જાઉં તો તેનાથી દોરાઇને મારો સાચો માર્ગ ભૂલી જાઉં! તેથી ઘણો વિચાર કરતાં મારી તો ખાત્રી થઇ ગઇ છે કે જેમ અજીર્ણ થવા પછી થોડા ઉપવાસ કરવાથી લાભ છે, તેમ આપણા દેશમાં સદીઓથી લગ્નની અતિશયતા થયા પછી થોડો વખત ઉત્તમ સ્ત્રીપુરૂષોએ કુંવારા રહેવાથી જ તેમને અને સમાજને લાભ છે; તો જ તેમનામાં રહેલા જૂના સંસ્કારો પોષણને અભાવે બળીને ભસ્મ થઈ જશે અને તેઓ વધારે સ્વતંત્ર અને સમતોલ સંબંધ બાંધવાને લાયક થશે.

"આ ઉપરાંત લગ્ન ન કરવામાં મારો બીજો પણ એક હેતુ છે. ભવિષ્યના જમાનામાં લગ્ન ગમે તેટલું પવિત્ર અને દિવ્ય બને તો પણ કેટલેક અંશે તે સ્થૂલ માનુષી ગ્રથિ તો ગણાશે જ. પણ જે સ્ત્રી અને પુરૂષની વચ્ચે દિવ્ય લગની લાગી હોય, અને જેમના આત્મા, અંતઃકરણ, જીવન અને કાયા કોઇ "આંતર હેતુથી" એલડીએ ઝુકતાં હોય, તેઓ લગ્નની "બાહ્ય ઉપાધિ"ની શા માટે દરકાર રાખશે? મને આવા સ્વર્ગીય સહચારની કોઈ કોઇ વખત ઝાંખી થાય છે. તેથી તેને માટે મારો માર્ગ ખુલ્લો રાખવાને લગ્નના કુસંસ્કારથી મારા દિલને કલુષિત ન કરવાને જ મેં કૌમાર–વ્રત લીધું છે. અંતમાં, આપણે સૌએ નિર્દોષ ભાવે લીધેલું જીવનવ્રત પ્રભુ પાર પાડે એટલી પ્રાર્થના કરીને આ સભા હું બરખાસ્ત કરૂં છું."

## ૫૬

આવી કેટલીએ ચર્ચાઓ થઈ ગઈ. અને જો કે બધા શબ્દો ગંભીરપણે વપરાતા ન હતા તો પણ મને તેમાંથી સૌના સ્વભાવ અને વિચારનો ઘણો ગાઢ પરિચય થયો.

આમ કેટલાએ મહીના વહી ગયા. તે દરમ્યાન નગરના મિત્રમંડળમાં અને આસપાસનાં ગામડાંમાં બને તેટલું રખડ્યો અને ભમ્યો. પણ મારા આનંદનું ખરૂં કેન્દ્રસ્થાન તો આ ઘર હતું. દરરોજ નવી મશ્કરી અને નવી ગમ્મત, નવી વાતો–ખરી અને કલ્પિત–નવા તરંગો અને હવાઈ સ્વપ્નો, કંઇક ને કંઇક તો હોયજ. ઘણે વર્ષે જૂના ઉત્સવો નવા ઉત્સાહથી ઉજવ્યા અને નવા કંઇક ઉજવતાં શીખ્યો. દીવાળીમાં મેં બધાના પર ફટાકડા ફેંકીને સહુને બહુ હેરાન કર્યાં હતા તેના બદલામાં હું એપ્રીલ ફુલને દિવસે મારા બિછાનામાં ચાર પાસથી રસીથી બંધાયો અને હોળીને દિવસે પીચકારીથી રંગાયો. એક દિવસ ઘરની પાસેનાં ગરીબ છોકરાંની પાસે શરત કરાવી ઇનામ આપ્યાં તો વળી બીજે દિવસે અમે સૌએ એક ગામના આંબાવાડીઆમાં આખો દિવસ મોજ ફરી અને મીજબાની ઉડાવી.

છેવટે મારો તંબુ ઉપાડવાનો મેં નિશ્ચય કર્યો. એટલે મારા સ્વભાવ પ્રમાણે મારૂં મન પાછું બહારના જીવનમાંથી અંતરમાં વધારે વળવા લાગ્યું–નવા અનુભવનું ફરીફરીને સ્મરણ કરવા માંડયું–તેનાથી થયેલી અસરનો હું ક્યાસ કરવા લાગ્યો અને હવે મારૂં ભવિષ્ય કેવું રચાશે તેની કલ્પના કરવા લાગ્યો. છેલ્લો વિચાર કરતાં જરા ઉદાસ થયા વગર ન રહેવાયું. આવી કંઇક દશામાં બહારથી ફરીને એક દિવસ સાંજે ઘેર આવ્યો ત્યારે બાળમંડળ ઉપરની ઓરડીમાં જામેલું હતું. માત્ર શિરીષ આરામ ખુરશીમાં બેસીને વાંચતો હતો, કુમારીઓ ગાદી પર અને આસપાસ બેસીને ધીમેથી વાતો કરતી હતી, અને ચંદ્ર અને કલ્લોલ કુસ્તી કરતા હતા. મારે થોડા જ દિવસ રહેવાનું હતું. તેથી મારો ભાવ સહજ વધ્યો હતો. એટલે મને તરતજ ગાદી પર જગ્યા મળી. બાળાઓ ગાદી સામે મ્હોં રાખીને શેત્રંજી પર બેઠાંઈ. ચંદ્ર આખા ચક્રની વચ્ચે સમાવા ગયો, ત્યાં તો સૌએ મળીને તેને ગબડાવી પાડયો; એટલે તે મારી પાછળ તકીઆ પર બેઠો.

" કેમ હમણાં હમણાં કંઇ ઉદાસ જણાઓ છો ? " પદ્મિનીએ પૂછ્યું.

" મને પણ એમ લાગતું હતું." કમલિની બોલી. અને સૌએ " મને પણ, મને પણ " એમ ચલાવ્યું.

" તમારી બધાની માયા લાગી છે એટલે જવાનું નથી ગમતું. " હું ગંભીર થઇને બોલ્યો.

" ત્યારે રહી જાઓ. અહીંઆ વકીલાત કરજો. " પદ્મિનીએ સૂચવ્યું. " એ તો ઠીક, પણ હું હમણાં ફરવા ગયો હતો ત્યારે મને કોણ જાણે વિચાર આવ્યા જ કરતા હતા કે આપણે બધાં દશબાર વરસ પછી ક્યાં હોઇશું અને શું કરતાં હોઈશું ? "

"ખાતાં પીતાં અને ખેલતાં હોઈશું" ચંદ્ર ભભડી ઉઠયો.

" આજે તોફાન નથી કરવાનું સમજ્યો કે; નહીં તો ખખડાવીશું. " પદ્મિનીએ શાસક સ્વરે કહ્યું. આથી નરમ પડ્યો હોય તેમ ચંદ્રે તકીયા પર લંબાવ્યું.

પછી કમલિની બોલી: " તમારો સવાલ તો ઘણો જ સરસ છે. આપણે આવો વિચાર કેમ નહીં કરતાં હોઈએ ? "

"તેં નહીં કર્યો હોય. મેં તો બરાબર કર્યો છે." નલિની બોલી.

" કહે જોઈએ ! " સૌએ કહ્યું.

" હું એકલી શાની કહું ? નકામી બનવાને ? બધાં કહેતાં હોય તો હું યે કહીશ. " નલિની બોલી.

"સૌએ વારા ફરતી જવાબ આપશે; પણ પહેલી તું જ બોલ. " પદ્મિનીએ ફરમાવ્યું.

" હું તો મેટ્રીક થઇને પછી દિલ્હીની કોલેજમાં ડાક્તર થઇશ. " નલિની બોલી.

" કમાઇને મોજ કરવા ? " કમલિનીએ પૂછ્યું.

"નહીં જ, હું તો કોઇ નાના ગામમાં સ્ત્રીઓ અને બાળકોનું દવાખાનું અને ઇસ્પીતાલ કાઢીશ, ને ગામડે ગામડે ફરી લોકોને દવા આપીશ."

"તું તો નર્સ થવાની હતી ને?" ચંદ્રે પૂછયું.

"નર્સના કરતાં ડાક્તરનો દરજ્જો ચઢીઆતો એટલુંએ સમજતો નથી? વળી નર્સ થાઉં તો ગમે તે ઇસ્પીતાલમાં ગંદા પુરૂષોની પણ સારવાર કરવી પડે. પણ મારે તો ફક્ત સ્ત્રીઓની જ સેવા કરવી છે."

"પણ આમાં તો પૈસા કમાવાને બદલે ખર્ચવા પડશે, તેનો વિચાર કર્યો?" મેં પૂછયું.

નલિની જરા ગુંચાઇ. "પૈસા......પૈસા તો ભાઇ પિતા આપશે. નહીં તો ઉધરાવીશું. તમારા જેવા બધા શું કરવાના છો?"

"પણ બીજાના પૈસાથી કામ કરશો તો બહુ જ સાદાઇથી રહેવું પડશે."

"તે તો અમે બધાંયે સાદાઇથી રહેવાનાં છીએ. અમે પેલી.........ની માફક કંઇ રોફ મારી ચળકવા કે ચમકવા નથી માગતા." પદ્મિનીએ સૌનો માર્ગ સરળ કર્યો.

"કમલિની, હવે તું બોલ!"

"હું તો બી. એ. થઇ શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ કરવા અમેરિકા જઇશ અને પછી એક સારા મજાના ગામડામાં નાના છોકરાછોકરીઓની નિશાળ અને બોર્ડીંગ ચલાવીશ. મારો નાનો સરખો બંગલો, તેની આસપાસ બાગ, પાસે નિશાળ અને બોર્ડીંગનાં સાદાં સુઘડ મકાન અને તે બધું ગજાવી મૂકતાં નિર્દોષ બાળકોનો કિલકિલાટ–એ બધું તો અત્યારથી જ મારી આંખ આગળ તર્યાં કરે છે."

"ત્યારે એમ કહે ને કે અમેરિકા સુધી ભણી આવીને છેવટે ગામડાની મહેતીજી થશે." ચંદ્ર બોલ્યો.

"મહેતીજી એટલે તું શું સમજે?" પછી તે મારા સામે જોઇને બોલી: "તમે નથી માનતા કે આપણા દેશની ઉન્નતિનો ખરો આધાર જ ગામડાંના આવા શિક્ષકો અને શિક્ષિકાઓ પર રહેલો છે?"

"મને તો તારો વિચાર બહુ જ ગમે છે." મેં ઉત્તેજન આપ્યું.

"વળી હું તો એ પણ માનું છું કે નાનાં બાળકોની કેળવણી મોટે ભાગે સ્ત્રીઓના હાથમાં જ હોવી જોઇએ. પુરૂષોને આ કામ બરાબર ન આવડે."

"એ પણ કબૂલ."

"અને ગામડાંમાં રહેતાં હોઇએ તો ત્યાંની સ્ત્રીઓના-અને કાંઇક પુરૂષોના સંબંધમાં અવાય અને સૌને થોડાં-ઘણાં સુધારી શકાય."

"તું જ સુધરજે ને એટલે બહુ છે. ચાલ સરિતા હવે તું બોલ." ચંદ્રે હુકમ કર્યો.

"તારે પણ જવાબ આપવો પડશે, બહુ રોફ મારે છે તે?" સરિતાએ જરા ચીઢાઇને કહ્યું.

"હું તો તમારા સૌના કરતાં ક્યારનો યે તૈયાર છું."

પછી સરિતા બહુજ ધીમેથી બોલી. "મેં કંઈ બહુ વિચાર નથી કર્યો, પણ એટલું તો નક્કી જ કે હું નથી ચલાવવાની નિશાળ કે દવાખાનું. એવાં બધાં કામમાં તો લોકોની સાથે બહુ ભળવું પડે. તેમને ઘેર જઇને પૈસા પણ ભેગા કરવા પડે. કોઈ આપે તો કોઇ બે ટુંકારા પણ કરે. આ કંઇ મારાથી સહન થાય નહીં. તેથી મને તો એમ લાગે છે કે

હું ભણાશે તેટલું ભણીને આ બધાં જ્યાં કામ કરતાં હશે ત્યાં ફાવશે ત્યારે ફરીશ, અલગ રહીને બધું જોઇશ, ખાસ કરીને કવિતાની અને ભક્તિની ચોપડીઓ વાંચીશ, આવડશે તો કંઇક લખીશ, અને મધુકરની માફક સર્વ સ્થળેથી સાર ગ્રહણ કરી એકલી ગુંજારવ કરીશ. મારા ગાનમાં અને ધ્યાનમાં નિરંતર ગુલતાન રહીશ."

"પણ તું તો ભગવું પહેરીને સંન્યાસિની થવાની હતી ને?"

"બસ કર; પણ હવે તું શું ડહોળવાનો છે તે જ કહે ને?" પદ્મિનીએ પૂછયું.

"હું?" ચંદ્ર બેઠો થઇને શેખીથી બોલ્યો. "હું તો મુંબઇની મેડીકલ કોલેજમાં ફર્સ્ટ કલાસમાં પાસ થઇશ–"

"અહીંઆ તો નંબર નીચો રહે છે અને અત્યારથી વર્ણની વાત કરતાં શરમાતો નથી?" કમલિનીએ ટાંણો માર્યો.

"તેમાં શું? વચમાં ન બોલ.–પછી વિલાયતમાં પણ ઉંચી ડીગ્રી લઇશ અને પછી મુંબાઇમાં પાટીઉં મારી મોટો ડાક્તર થઇશ. અને મોટી મોટર રાખી મજા કરીશ."

"કેટલો બધો સ્વાર્થી–મેલો!" સરિતા બોલી.

"છે તો ઠ જેવો અને પાછો વિલાયત ઘોળી આવીને મોટર રાખવી છે." કમલિનીથી પણ ન રહેવાયું.

"એ તો મૂરખો જ છે. ચાલ હવે પદ્મિની તું બોલ."

"મારે તો સાયન્સ ખુબ ભણવું છે, કારણ કે હું તો તેમાં જ આપણા દેશનું ખરૂં ભવિષ્ય જોઉં છું."

"સાયન્સ તો ઘણાં યે ઠેઠ વિલાયત સુધી જઇને ભણી આવ્યા. અને ન પોતે કમાયા કે ન દેશને લાભ થયો." હું બોલ્યો.

"પણ અત્યાર સુધી પુરૂષો જ સાયન્સ શીખ્યા છે અને તે વળી કમાવાને. હું તો જીવનને સ્વચ્છ, સુઘડ અને તંદુરસ્ત બનાવવાને, ગામડાંની અને શહેરોની રહેણીકરણી અને સુખાકારી સુધારવાને માટે જ સાયન્સ ઉપયોગી ગણું છું. અને આ કામ તો સ્ત્રીઓ જ બરાબર કરી શકે, કારણ કે ખોરાક, કપડાં, સરસામાન અને એકંદર ઘરના જીવનનો ખરો ખ્યાલ સ્ત્રીઓને જ હોઇ શકે."

"પણ તું એકલી ભણીને શું કરશે ?" મેં પૂછયું.

"હું જર્મની જઇને પૂરો અભ્યાસ કરીશ. પાછી આવીને હુશીઆર છોકરીઓને સાયન્સનું–શાસ્ત્રીય તેમજ ઘરગથ્થુ જ્ઞાન આપવાને કૉલેજ કાઢીશ. એવી અનેક કુમારિકા ભણી નીકળશે તેમનું સાલ્વેશન આર્મીના જેવું મોટું મંડળ સ્થાપીશ. અને તેની મારફત ગુજરાતને શહેરે શહેર અને ગામડે ગામડે નવું ચેતન પ્રકટાવીશ."

"જો પદ્મિની આવી કૉલેજ કાઢશે તો હું જરૂર તેમાં પ્રોફેસર થઇશ. નહીં તો પછી બીજી કોઇ રાષ્ટ્રીય કૉલેજમાં. પણ સ્ત્રીઓના મંડળની અને ગામડે ગામડે નવા ચેતનની વાતો તો મને શેખશલ્લીના જેવી લાગે છે." શિરીષ ઓચીંતો બોલી ઉઠયો.

"તમે એક વાર કૉલેજમાંથી અને છૂટી કરજો ને પછી મારો સપાટો જોઇ લેજો" પદ્મિની ગુમાનથી બોલી.

"પણ હાલ તમારી હાઇસ્કુલના જ ઉંચા ધોરણમાં કેટલી છોકરીઓ હોય છે ?" મેં તપાસ શરૂ કરી.

"બે કે ત્રણ."

"તો પછી કૉલેજમાં કેટલી આવશે ?"

"હું ભણી આવું ત્યાંસુધીમાં કંઈ નહીં વધે ?"

"ધારો કે બમણી થાય અને તેમાંથી અડધી કૉલેજમાં આવે તોપણ દર વર્ષે ત્રણ કૉલેજમાં આવે. તેમાંથી બે પરણી

જાય અને તમારા મહા–મંડળને માટે દર વરસે એક કુમારી બચે."

"તે....છોકરીઓ ન આવે તેમાં કંઇ અમારો વાંક?"

"તે હું ક્યાં કહું છું? હું તો એટલું જ બતાવવા માગું છું કે, તું ધારે છે એટલી સપાટાબંધ સ્ત્રીઓની કે દેશની ગાડી ચાલવાની નથી."

"ઠીક હવે, પણ તમે શું કરવાના છો તે તો કહો?"

"મારે તો નવું કરવાનું છે જ નહીં. દશ વરસે થોડા વાળ વધારે ધોળા થશે, જરા વધારે ઘરડો દેખાઇશ, મુંબઈમાં રહું છું તેને બદલે કદાચ પાસેના કોઇ સબર્બમાં બંગલો રાખીશ, વકીલાતથી કંટાળીશ ત્યારે દેશમાં રખડીશ અને ખીસું ખાલી થશે ત્યારે પાછો અસીલોને લુંટીશ–આ મારા જીવનનું રહસ્ય સમજવું."

"આવી જીંદગી તે કેમ ગમે?" પદ્મિનીએ સહેજ દયાભાવથી કહ્યું.

"ત્યારે બીજું શું કરૂં?"

"અમારી માફક મેદાનમાં કેમ પડતા નથી?"

"એટલે શું કસરત શીખવા માંડું?"

"ના એમ નહીં. કંઇ લડતમાં ઝંપલાવો, કંઇ સુધારાનું કામ ઉપાડો, કંઇ સરસ ચોપડી લખો."

"તે તો થોડું થોડું કરવાનો જ. જ્યારે રખડવા નીકળું છું ત્યારે સૌ સારા કામમાં મદદ તો કરૂં જ છું! તેમ તમે બધાં આજે ફેંકો છો તેવું કંઈ કરશો તો તમને તો પહેલો મદદ કરીશ. છેક સાધુ થવાનું કોઇ દિવસ મન થશે તો વળી તમારા કોઇના રાજ્યમાં કોઈ ગામડે ગોઠવાઇ જઇશ.

અને ત્યાં બેસીને મારી મુસાફરી અને અનુભવની ચોપડીઓ પણ ચીતરીશ. ”

“ ખરેખર તમારે તો આવું જ કંઇ કરવું જોઈએ. મારી કોલેજ કાઢીશ ત્યારે તમને જરૂર બોલાવીશ. ” પદ્મિની બોલી.

“મારી નિશાળમાં આવજો.” કમલિનીએ આમંત્રણ આપ્યું.

“ મારી ઇસ્પીતાલની વ્યવસ્થા કરજો. ” નલિનીએ પણ નોતરૂં આપ્યું.

“ મારા દવાખાનાના કમ્પાઉન્ડર થજો. ” ચંદ્રને પણ બોલ્યા વિના ન જ ચાલ્યું.

તે તરફ ધ્યાન આપ્યા વિના દૂર નજર નાખી, સ્વપ્નમાં હોઉં તેમ હું બોલ્યો : “ પદ્મિની, સામે આકાશમાં નક્ષત્રો અને તારા ચળકતા દેખાય છે ! ”

“ હાસ્તો ” જરા ધ્યાનની અસર થતી હોય તેમ તે બોલી.

“ અત્યારે આ બધાં ગોઠવાયાં છે તેમજ સવારે પણ દેખાશે ? ”

“ નહીં જ વળી. દરેકની જૂદી જૂદી ગતિ. કોઈ ક્યાં જશે અને કોઇ ક્યાં. ”

“ આ સંસારના માનવીનું પણ એવું જ સમજવું. આપણે ઘણુંયે એમ ધારીએ કે અમુક સંગતો તૂટે જ નહીં; પણ કાળની ગતિ ન્યારી જ છે. ”

સૌનાં ચિત્ત ઉંડા અનંત આકાશ પર, તેમાં ચળકતા તારકગણ પર, તેની જ માફક મગજમાં ચળકતાં ભવિષ્યનાં સ્વપ્ન ઉપર ફરવા લાગ્યાં. સૌ ક્ષણભર વિચારમાં લીન થયાં.

સૌના દિલ પર ભરપૂર શાંતિ છવાઇ રહી. સૌના આત્મા અનંતમાં એકતાન થયા. એટલામાં જમવાનો વખત થયો. એટલે અમે સૌ સચેત થઇને વિખરાયાં.

૧૬

આ પછી ત્રીજે દિવસે સંધ્યાકાલે હું મુંબઇ જવા નીકળ્યો. પ્રોફેસર અને દેવીને પ્રણામ કર્યાં અને રજા લીધી. સમગ્ર બાળમંડળ મને વિદાય આપવાને બંગલાના બારણામાં આવી ઉભું. મને ખિન્ન જોઇને સૌના દિલ જરા દયાથી પીગળ્યાં. પાસે ચંદ્ર ઉભો હતો, તેના ખભા પર મેં હાથ મૂક્યો. બીજો હાથ કલ્લોલે પકડયો.

“હવે ગયા આજે, કાલે જજો.” કમલિની જરાક મજાકમાં બોલી.

“એ કંઈ ચાલે? સામાન ગોઠવાઇ ગયો છે.”

“કોઇ દિવસ ન ગમે ત્યારે અમને કાગળ લખજો.” નલિનીએ સલાહ આપી.

“તમે કોઇ જવાબ આપશો તો લખ્યા કરીશ.”

“જવાબ તો જરૂર આપીશું.” પદ્મિની પણ બોલી.

આમ વાત કરતાં અમે બાગના દરવાજા આગળ આવી પહોંચ્યાં.

“ચાલો ત્યારે સાહેબજી.”

“સાહેબજી, સાહેબજી”ના સામા પોકાર થયા. છેવટે સૌની સાથે હાથ મિલાવ્યા. ચંદ્ર તો હાથ છોડે જ નહીં. તેને જરા જોરથી નમાવ્યો. કલ્લોલને ઉંચકીને ખુબ દબાવ્યો. ગાડીમાં બેસતો હતો એટલે ફરીથી કેટલેય મહિને સૌની એકત્ર નયનજ્યોત મારા પર વરસી. પહેલે દિવસે તેમાં ગર્વનો તનમનાટ હતો તેથી તેનાથી દૂર જઇ બચી ગયો હતો. આજે તેમાં સ્નેહનાં અમી હતાં તેથી તે મેં આનંદથી

ઝીલ્યાં. તે મારી રગેરગમાં પ્રસર્યાં અને અંતરમાં ઉંડાં ઉંડાં સદાકાળને માટે વસી ગયાં.

હું ગાડીમાં બેઠો. તે ગાડી સ્ટેશન પર ચાલી. બજારમાં એક ઉંચી ગણાતી ન્યાતનો વરઘોડો મળ્યો. સ્ત્રીઓએ ભારે કસબી અને પારદર્શક કપડાં પહેરેલાં. અંગેઅંગ સોના રૂપાના ભારથી લાદેલાં હતાં, અને આંખો કાજળથી અંકાયેલી હતી. નાની કુમારીઓ અને પ્રૌઢ સ્ત્રીઓ, સૌના ચહેરા ઉપર ક્ષુદ્ર વાસના અને સંસારી ભાવ અંકાયેલાં હતાં. સૌ ચીસ પાડીને કર્કશ સ્વરે કંઈક કઠોર ગીત ગાતાં હતાં. મને વિચાર આવ્યો: ' ક્યાં આ ક્યાં એ ? ' ઘણે મહિને કોઈ સુંદર સ્વપ્નમાંથી જાગ્યો હોઉં એમ લાગ્યું. એવી સાદી ને સંસ્કારી, સાત્વિક ને સુંદર કુમારીઓ આપણા કુટિલ સંસારમાં ક્યારે પાકશે ને તેમની ફોરમથી આપણું સમાજજીવન કે' દિન સુગંધી ને સુઘડ બનશે, તે વિષે અસંખ્ય કલ્પનાઓ કરતો કરતો હું મુંબઈ તરફ વિદાય થયો.

# સરસ્વતીનું સમર્પણ

## ૧૬

હું નગરમાં આવ્યો ત્યાં સુધીમાં તો હું સ્ત્રીઓની પ્રતિષ્ઠા અને સ્વતંત્રતાનો ચુસ્ત હીમાયતી બની ગયો હતો. પણ હજી આર્ય સ્ત્રીઓ સારી લોકસેવા કરી શકે એવી મારી ખાત્રી થઇ ન હતી. તેથી જ્યારે મેં મારા કેટલાક સ્થાનિક મિત્રો મારફત સાંભળ્યું કે સરસ્વતી નામનાં એક કુલિન કુટુંબનાં વિધવા બ્હેન, નગરમાં અને થોડાક વખતથી પાસેનાં ગામડામાં પણ, ચુપચાપ સંગીન કાર્ય કરે છે, ત્યારે મને તેમનો પરિચય કરવાનું સ્વાભાવિક રીતે મન થયું.

આ માટે પહેલો તો હું સરસ્વતીના ભાઇ અને નગરના પ્રખ્યાત વકીલ શ્રીયુત સુમંતશંકરને મળ્યો. થોડાક વખતથી મને તેમનો પરિચય તો થયો જ હતો; તેથી આ કામ માટે હું તેમને ઘેર ગયો, ત્યારે સ્વાભાવિક રીતે તુરત જ મારો સત્કાર થયો.

દીવાનખાનામાં અસીલોનું જુથ જામ્યું હતું. તેથી ઘણા જ વિનયથી મારી સાથે પાંચેક મિનિટ વાત કરીને મને કહ્યું: "સરસ્વતીની સાથે મારો કોકિલ પણ કામ કરે છે. એટલે

સરસ્વતી વિષે મારા કરતાં તે વધારે સારી માહિતી તમને આપશે અને પછી તેની પાસે પણ લઇ જશે. હું ઘણા જ કામમાં છું તેથી મને માફ કરશો."

તેમણે તરત તેમના કોકિલને બોલાવ્યો અને મને બાજુના ઓરડામાં લઇ જઇ બધું સમજાવવા સૂચવ્યું.

કોકિલ આશરે ૨૩ વર્ષનો ચકોર અને ખુબસુરત યુવાન હતો. તેનું શરીર મજબુત અને કસાયેલું હતું. તેના ચહેરા પર બુદ્ધિ અને આવેશનું નૂર હતું. તેને વકીલાતનો તો ઘણો કંટાળો હતો. તેથી બી. એ. થઇને સ્થાનિક હાઇસ્કુલમાં નોકરી લીધી હતી. પણ હાલ તે સરસ્વતીની સાથે ગામડે કામ કરવાની છ માસની રજા ભોગવતો હતો. તેની સાથે કલાકેક સુધી મેં વાત કરી તે ઉપરથી સરસ્વતીના પૂર્વાશ્રમની કથા મારા જાણવામાં આવી.

૨૬

પંદર સોળ વર્ષની વયે સરસ્વતીને એક ખાનદાન કુટુંબમાં પરણાવી, ત્યાં સુધીમાં તો તે ગુજરાતી અને બે ત્રણ અંગ્રેજી ચોપડી તે ભણી હતી. તેના પતિ ઉદાર વિચારના હોવાથી, તેમજ તેના સાસુ સસરા પરલોકવાસી થયા હોવાથી, તેને પરણ્યા પછી પણ અભ્યાસ વધારવાનો ખુબ અવકાશ મળ્યો. સંતાનમાં તેને માલા નામની દશેક વર્ષની છોકરી હતી. માલાના જન્મ પછી તેણે સ્થાનિક વનિતા-વિશ્રામમાં અંગ્રેજી પાંચ છ ચોપડી પૂરી કરી અને પછી સૌના ઉત્તેજનથી અને પોતાની હોંશથી દરરોજ બે ત્રણ કલાક ત્યાં ભણાવવા જવા માંડયું. ત્યાં તો તેને ૨૬ વરસની મૂકીને તેના પતિ પરલોક સીધાવ્યા. પતિએ પરલોકવાસ પહેલાં ઇચ્છા પ્રદર્શિત કરેલી કે ઘરમાં કદાચ ન રહેતાં સરસ્વતીએ પોતાનું બાકીનું જીવન પોતાની શક્તિ પ્રમાણે પ્રભુની અને પ્રજાની સેવામાં અર્પણ કરવું અને તેમાં સગાસંબંધીઓ કંઇ ટીકા કરે તો તેને બિલકુલ અણુકારવી નહીં.

પણ સરસ્વતીને વૈધવ્ય પ્રાપ્ત થયા પછી એકદમ તો તેના સ્નેહાળ હૃદયને એવો ઉંડો ઘા પહોંચ્યો–તે એટલા ઉંડા શોકમાં ગીરફતાર થઇ ગઇ–કે થોડા માસ સુધી તો તે તેમાંથી ઉગરી શકશે કે નહીં તે વિષે જ શંકા રહી. છતાં તે દરમ્યાન પણ તેનું નિયમિત ધાર્મિક વાંચન તો ચાલુ જ હતું. તેથી છ મહિને જ્યારે તેના શોકનું વાદળ વિખરાયું ત્યારે તેના દિલનું સંપૂર્ણ રૂપાંતર થયેલું માલમ પડયું. હવે તેને સ્નેહને બદલે ધર્મની લગની લાગી–જીવનના ઉપભોગને બદલે જીવનનું સમર્પણ એ તેનો પરમ મંત્ર બન્યો. અને વળી આ મંત્રને–આ ધર્મને સિદ્ધ કરવાને જરૂરી અખુટ ધીરજ, અપાર હિંમત, અને અડગ આગ્રહ પણ તેનામાં સ્ફુરવા લાગ્યાં. પહેલાં તેનું હૃદય શોકની ભઠ્ઠીમાં મહિનાઓ સુધી ગળાયું–તેમાંથી ભય અને ચિંતા, અશ્રદ્ધા અને અશક્તિ તવાઇ ગયાં અને છેવટે તેનું શુદ્ધ સુવર્ણ સ્વરૂપ પ્રકાશવા લાગ્યું.

કોકિલને માટે સરસ્વતીને પહેલેથી જ ઘણો સ્નેહ હતો. અને આ કસોટાના સમય દરમ્યાન તો કોકિલ બને તેટલો વખત તેની સાથે જ વાંચવામાં અને વાતો કરવામાં ગાળતો. તેથી તે તેના સગા ભાઇ જેવો જ થઇ ગયો હતો. વળી ઘરમાં તે હોય ત્યારે જ્ઞાતિની સ્રીઓ પણ દુઃખસુખની વાતો કરી શકતી નહીં અને કરે તો તેને કોકિલ ખખડાવી કાઢતો તેમ જ્યારે સરસ્વતીએ નવા જીવનવ્રતની વાત કરવા માંડી ત્યારે પણ સગાઓના બધા વિરોધને કોકિલે દબાવી દીધો અને તેના પિતા સુમનશંકરને અંગત વાંધો ન હોવા છતાં લોકવાયકાનો જરા ડર હતો તે પણ સમજાવીને દૂર કર્યો. પરિણામે સરસ્વતી ફરી પાછી સજીવન થઈ અને તેણે અંતરની કોઈ અવનવી પ્રેરણાથી અને શાંતિથી વનિતા–વિશ્રામમાં પોતાનું કામ શરૂ કર્યું. પણ નવા ચેતનને જુનો માર્ગ સંકુચિત લાગવા માંડયો, ને તેને નવી દિશા મળતાં વાર પણ ન લાગી.

કોકિલ કોલેજમાં હતો ત્યારથી જ કેટલાક દોસ્તોને સાથે લઇ નજીકને ગામડે ઉજાણી કરવા જતો અને પછીથી પોતાના અખાડાના છોકરાઓ સાથે વરસમાં બે ત્રણ વાર દોડતો કે ચાલતો ગામગામડે પહોંચી જતો અને ત્યાંના દોસ્તોનો પરિચય ચાલુ રાખતો. તેને ગામડાની સાદી જીંદગી ગાળી કંઇક કામ કરવાનું ઘણુંયે મન હતું; પણ કંઇક અવકાશના અભાવે તે નગરમાં માસ્તરગોરી કરતો હતો. છેવટે સરસ્વતીની સાથે વાતો કરતાં એક દિવસ તેણે સૂચવ્યું કે 'આપણે થોડા દિવસ રામપુર જઇને રહીએ તો? અહીંઆથી આઠ માઇલ પર જ છે, પાકી સડક છે, ત્યાં કાશીભાઈનો સરસ બંગલો અને બાડી છે, અને સુમનભાઇના તે અસીલ અને મિત્ર છે એટલે તેઓ કહેશે તો ના નહીં પાડે. તમને જરા હવા ફેર થશે અને મન પણ જરા મોકળું થશે.' સરસ્વતીને આ સૂચના બહુ જ ગમી. તરત જ કોકિલે બધો બંદોબસ્ત કર્યો અને દશેક દિવસની રજા લીધી. એટલે તેની અને માલાની સાથે સરસ્વતી રામપુર જવા નીકળી.

સરસ્વતીએ રેલ્વેની જ થોડી ઘણી મુસાફરી કરેલી અને ગામડાંને કે ગામડીયા લોકોને તો કદિ જોયેલા જ નહીં. નગરને છોડીને ગાડી આગળ ચાલવા લાગી ત્યાં તો ચારે બાજુએ દૂર દૂર સુધી લીલાંછમ ખેતરો અને વૃક્ષની ઘટાઓ દેખાવા લાગ્યાં. થોડી વારમાં એક ઉંચા ટેકરા આગળ પહોંચતાં એક અતિશય સુંદર વિશાળ તળાવ જોવામાં આવ્યું અને ત્યાં જરા વાર ગાડી ઉભી રાખીને સમી સાંજે માળા તરફ પાછા વળતાં પંખીઓનું અદ્ભુત સંગીત સાંભળ્યું. એટલે તો ઓચિંતો કંઇક નવો આનંદ, નવો ઉત્સાહ સરસ્વતીની રગેરગમાં ઉછળવા લાગ્યો અને તેની તરત જ ખાત્રી થઇ કે 'હવે શહેરના કૃત્રિમ સંકોચને બદલે ગામડાંની કુદરની સ્વતંત્રતા જ મને વિશેષ માફક આવશે.' આમ, કોકિલે ધાર્યું હતું તે કરતાં પણ વહેલા આ વિચાર સરસ્વતીને

આવ્યા તેથી તે ઘણો જ ખુશી થયો અને બન્નેએ મુસાફરીનો બાકીનો વખત આ વિષે યોજનાઓ ઘડવામાં જ ગાળ્યો.

રામપુરમાં તેમનો સત્કાર કરવા કાશીભાઇ પહેલેથી આવી પહોંચ્યા હતા. એટલે તેમના આવવા વિષે ગામમાં પણ સાધારણ ખબર પડી ગઇ હતી. તેથી લગભગ સંધ્યાકાળે તેમની ગાડી ગામની ભાગોળે આવીને ઉભી ત્યારે તો વિશેષ કરીને સ્ત્રીઓ અને બાળકોનું ટોળું ત્યાં જામી ગયેલું. કાશીભાઇ આગળ આવીને તેમને મળ્યા અને સામાન બંગલે લઇ જવા વિષે માણસને સૂચના આપી. તે દરમ્યાન સરસ્વતી તેની સામે લગભગ કુતુહલથી જોતી અજ્ઞાન સ્ત્રીઓ સામે અતિશય સ્નેહભાવથી-જોઇ રહી. સ્ત્રીવર્ગમાંથી કોઇકને માથે ને કોઇકના હાથમાં પાણીનાં બેડાં–ઘડા હતાં.

સહજ વાર મૂક નાટક પછી પટલાણી બોલી ઉઠયાં: " કેમ બા, ખુશીમાં છો ને ? રહેશોને અહીંઆ પાંચ સાત દહાડા ? "

" દશ દિવસ તો રહેવું જ છે. પણ તમારા લોકોની માયા થશે તો વળી વધારે રહીશું." સરસ્વતી નવા ઉત્સાહના ઉમળકાથી બોલી.

આટલાં મંગળ વચન પછી સૌ વિખરાયાં અને સરસ્વતી બંગલા તરફ વળી. સડકની એક બાજુએ ગામ હતું અને બીજી બાજુએ મોટું તળાવ હતું. આ તળાવના કિનારા ઉપર જ સરસ્વતીનો રહેવાનો બંગલો આવેલો હતો. બંગલાની આસપાસ નાની સરખી વાડી હતી. પાસે એક નાનું શિવાલય અને આંબાવાડીઓ પણ હતાં.

સરસ્વતીએ સંધ્યાકાળે જે સ્વપ્નાં રચ્યાં હતાં તે બીજે દિવસે સવારે ગામડાંની અજ્ઞાન વહેમી અને મેલીઘેલી પ્રજાને જોઇને કદાચ વિસારે પડી જાત. પણ જેવી તેની

કલ્પનાશક્તિ રસિક હતી તેવું જ તેનું હૃદય વિશાળ હતું. તેથી સવારે ગામમાં ફરતાં જેટલું સારૂં અને કુદરતી જણાયું તેના પર મોહિત થતી ગઇ અને જે જે અનિષ્ટ અને મલીન દેખાયું તેને વિષે કેવળ દયાથી તેનું હૃદય છલકાતું ગયું. ગામના ધુળીઆ ગંદા રસ્તા તેના પગને અને આંખને તુરત ખુંચ્યા. સારામાં સારા ખેડુતોનાં સાંકડાં અંધીઆર ઘર અને આગળ ઢોરના અને પાછળ ઉકરડાના વાડા જોઇ તેને ઘણી સુગ આવી. પટલાણીઓનો પડદો જોઇ અને તેમના રીતરિવાજની વાતો સાંભળી તેને ઘણું દુઃખ થયું. નિશાળોમાં પણ છોકરાઓને અને છોકરીઓને નિસ્તેજ, નબળાં અને ગંદાં જોઇને તેનું દિલ દુભાયું. બજારને એક છેડે દારૂનું પીઠું અને તેની વચ્ચમાં બે ત્રણ ન્હાની દુકાનો જોઇ તેને ઘણો સંતાપ થયો. ને પછી કોળી, ધારાળા અને ઢેઢભંગીના લત્તાની પ્રદક્ષિણા કરીને જ્યારે તે બંગલે આવી ત્યારે ગામડાંના કામની ગંભીરતા તેને કંઇક સમજાવવા લાગી. પછી કેટલાક દિવસ સુધી તેણે સ્ત્રીઓ સાથે અને પુરૂષો સાથે પણ વાતો કરી અને તેમની દશાની સાથે તેમના વહેમ પણ નીરખ્યા. છેવટે જેમ જેમ સરકારી રાજનીતિની અને અમલદારોના વર્તનની વાત તે જાણતી ગઇ તેમ તેમ સુધારાનો માર્ગ તેને અતિશય વિકટ જણાતો ગયો.

પણ સરસ્વતી હવે હારે એમ ન હતું. અને કોકિલને તો આ બધું પરિચિત હતું, તેથી તેણે તો કામના કેટલાક રસ્તા વિચારી પણ રાખ્યા હતા. એટલે બન્નેએ બાકી રહેલા પાંચેક દિવસમાં કંઇક અખતરા કરવાનો ઠરાવ કર્યો. સરસ્વતીએ તો ગામની સ્ત્રીઓને દરરોજ સાંજે ચારેક વાગે ભેગી કરી તેમની આગળ વાંચવાનો અને તેમને ઇશ્વરભજન શીખવવાનો ઠરાવ કર્યો. ગામના મંદિરોનો એક ઓરડો કોઇ કોઇ વાર કથાવાર્તાને માટે વપરાતો હતો તે કાશીભાઇની મદદથી સહેજે મળી ગયો અને તેમણે સ્ત્રીવર્ગને ત્યાં ભેગાં થવાની ખબર પણ અપાવી.

સરસ્વતીને ભાષણ કરવાની કોઈ દિવસ ટેવ ન હતી, તે છતાં તેણે પહેલે દિવસે થોડા શબ્દોમાં પોતાનો હેતુ સમજાવ્યો અને પછી એક બે સાદાં ભજન ગાયાં. તે બધાંયે ઝીલ્યાં. તરતજ રામાયણનો સાર વાંચવાનું સરસ્વતીએ શરૂ કર્યું. છતાં આથી યે કંઈ સરસ્વતીને સંતોષ થાય એમ નહતું; તેથી તેણે તો કાશીભાઈનાં સગાં મારફત કેટલાંએ ઘરમાં ઓળખાણ કરી નાખ્યું અને જોતજોતામાં તો કેટલીએ જુવાન અને આધેડ પટલાણીઓ સાથે તે તેમના સુખદુઃખની વાતો કરતી થઈ ગઈ. તેથી તેને જવાનો દિવસ આવ્યો ત્યાં સુધીમાં તો "સરસતી બેન"નું નામ ઘેર ઘેર પંકાઈ ગયું ને પાછાં આવીને કામ ચાલુ રાખવાનો તેમને ઘણો ઘણો આગ્રહ થયો.

બીજી બાજુ કોકિલે પણ પોતાનું કામ જોશબંધ ચલાવી મૂકયું. તેણે ભણતા છોકરાઓને અને રખડતા જુવાનીઆઓને ભેગા કર્યા ને તેમની સાથે ઘણા સ્નેહ અને સાદાઈથી ભળી ગયો. તેમને કેટલીક કસરત અને કેટલીક રમતો શીખવી અને ગામમાં જે અખાડો થાય તો તેમાં દાખલ થવાનું સૌની પાસે વચન લીધું. સાથે સાથે તેણે કાશીભાઈની મદદથી ચોરાના મ્હોટેરાઓ સાથે પણ ચર્ચા કરવા માંડી. ગામમાં થોડાં છાપાં, ચોપડીઓ અને દેશી દવા મંગાવવાની જરૂર સમજાવી અને તે માટે થોડા પૈસા ભેગા કરવાની સૂચના કરી. સૌએ આ બધું કબૂલ કર્યું; પણ કામ કરનારની ખોટ જણાવી, ને કોકિલ ત્યાં ઠરીને રહે તો બધું કરવાની ખુશી જણાવી.

આમ બંનેના અખતરા સફળ થયા. એટલે તેઓ પાછાં નગર આવ્યાં. અને હવે કાયમને માટે રામપુર જવાનો વિચાર કરતાં હતાં તેવામાં જ હું તેમને મળવા જઈ ચડયો.

૩૬

આ બધી વાત જાણ્યા પછી બે ત્રણ જ દિવસમાં હું કોકિલની સાથે સરસ્વતીને મળવા ગયો. અમે તેને ઘેર પહોંચ્યા ,ત્યારે તે ચોકમાં પૂજાના આસન ઉપર બેઠી હતી, અને હાથમાં સ્તોત્રની કંઇ ચોપડી રાખી કાશીભાઇ સાથે વાત કરવામાં રોકાઈ હતી. અમને તેણે તરત જ વધાવી લીધા. એટલે અમે પણ વાતમાં ભળ્યા.

સરસ્વતીનું વય આશરે ૨૮ વરસનું હશે. તેનો ચહેરો સુંદર ન કહી શકાય, છતાં સૌભાગ્યના દિવસોમાં તે મોહક હશે એમ મને લાગ્યું. જે નયનમાં એક વખત યૌવનનો ઉલ્લાસ ચમકતો હશે તેમાંથી આજે વૈરાગ્યની શીળી શાંતિ વરસતી હતી. આજે પણ તેમાં સ્નેહજ્યોત તો જળતી જ હતી પણ તે સંસારી મટી દિવ્ય બની હતી. તેની ભ્રમર પર દૃઢ નિશ્ચયનું અને તેના વિશાળ લલાટ ઉપર વિચાર અને ચિંતાનું સામ્રાજ્ય જામેલું જણાતું હતું.

કાશીભાઇનું વતન રામપુર હોવા છતાં તે કેટલાંએ વરસથી નગરમાં જ ઘર કરીને રહ્યા હતા અને વતનની જમીનના વહીવટ ઉપરાંત વ્યાજવટાનો અને બીજો થોડો વેપારધંધો કરતા હતા. સરસ્વતી રામપુર ગઈ ત્યારે તે તો માત્ર હવાફેર માટે જ આવી છે અને સ્ત્રીઓના વર્ગ વગેરેનો તો થોડા દિવસનો ખેલ જ કરે છે એમ તેમણે ધારેલું. પણ જ્યારે તેમણે જાણ્યું કે તે ત્યાં કાયમ કામ કરવા માગે છે ત્યારે આવું સાહસ નહીં કરવાની સરસ્વતીને સલાહ આપવા તે તેને ઘેર આવ્યા હતા.

મારી ઓળખાણ થયા પછી વાત આગળ ચાલી.

" બ્હેન તમે ઘણી ઉતાવળ કરો છો. પાછળથી પસ્તાવું પડે એવું પગલું એકદમ ન ભરીયે." કાશીભાઇ બોલ્યા.

"પણ આમાં તમને સાહસ શું લાગે છે તે હું સમજતી નથી! મને પોતાને કંઇ નુકશાન થવાનું છે?" સરસ્વતીએ પૂછ્યું.

"અમે બેઠા છીએ ત્યાં સુધી તો તમારો વાળ વાંકો કરનાર કોણ છે? પણ...."

"ત્યારે મારૂં ઘર છોડીને ત્યાં રહીશ તેથી અહીંઆ કંઇ સળગી જવાનું છે?" સરસ્વતીએ જરા આવેશથી કહ્યું.

"એમ તો જાણે નહીં, પણ ગામડાનાં લોક અનાડી કહેવાય. તેમને તમે ન ઓળખો એટલે તમને છેતરી જાય."

"પણ તમે જ હમણાં કબૂલ કર્યું છે કે, ગામડીઆ ગમે તેટલા ખંધા હશે છતાં મને કંઇ અંગત ઈજા તો નહીં જ કરે. અને દુનિયામાં બધા માણસો શાણા અને સુશીલ હોય તો કાંઇ કામ જ કરવાનું રહેત નહીં. આ નગરમાં જ બધી સ્ત્રીઓ જ્ઞાની હોત તો વનિતા–વિશ્રામ શા માટે ચલાવત?"

"અમે થોડા વેપાર કરવા જઇએ છીએ તે અમને નફા નુકશાન કે છેતરપીંડીનો ભય રહે?" કોકિલ બોલી ઉઠયો.

કાશીભાઇએ કોકિલની સામે જરા આંખ ચઢાવી. પછી તેની ગણતરી ન કરતાં ફરીથી સરસ્વતી સામે જોઇને ચલાવ્યું:

"પણ ગામડાંનો સુધારો કંઇ તમે સહેલો ધાર્યો છો? તમે તો શું પણ ભલભલા તીસ્મારખાં પણ હાંફી જાય એવું તે કામ છે!"

"પણ કામ સહેલું છે એમ મેં ક્યાં માન્યું છે? અને જો કોઇ ને કોઈ દિવસ પણ તે કરવાનું જ છે, તો જેમ વહેલું શરૂ થાય તેમ વધારે સારૂં. અમારો દાખલો જોઇને વળી બીજા કોઈ આવશે અને એમ જ ગામડાંનું નશીબ ખુલશે."

"ખરૂં પૂછો તો મને તો ખૂબ બ્હીક રહે છે. તમારી ઉમ્મર હજી કાચી કહેવાય, કોકિલ તો છેક બાળક છે, એટલે થોડીવારમાં લોકો તમને પી જશે અને નહીં ગાંઠે. તેથી તમે નિરાશ થઈને પાછા આવશો. પછી નહીં ઘરના કે ઘાટના!"

"ઓહો એ જ ને!" સરસ્વતીએ જરા મ્હોં મલકાવીને કહ્યું. "તમારા જેવા સલાહકાર છે તો ધીરજનું જરા વધારે ભાથું બાંધીને જઈશું. વળી કોકિલને તો ગામડાંનો અનુભવ પણ છે."

"હાસ્તો! બે ચાર વાર ગામડે કુદકા મારી આવ્યો છે તેથી કે? તમે એના ધાધલથી દોરાઈને ઝંપલાવો છો એ જ મને ગમતું નથી."

કાશીભાઈની આંખમાંથી કોકિલ પર કાતરીયાં ખર્યાં.

"હું ધારતો જ હતો કે કાશીભાઈ મને શિરપાવ આપશે."

"તું તો મહેરબાની કરીને મને બોલાવીશ નહીં. તારી તો હજી ગદ્ધાપચીશી પૂરી થઈ નથી, એટલે તું તો કંઈ નવું દેખે તેની પાછળ ગાંડો થઈને દોડે છે. આજે વળી તને આ ધુન લાગી છે, એટલે તેમાં તારી જીંદગી બરબાદ કરવા બેઠો છે." કાશીભાઈનો પીત્તો ઉકળી ગયો. કોકિલે મહા મુશીબતે હસવું દાબી રાખ્યું.

"પણ તમે શા માટે નકામા એ બિચારા પર અકળાવો છો એ તો માત્ર છ મહિનાની રજા લઈને જ આવે છે. એટલે તમે કહો છો તેમ આ બધું એનું ગાંડપણ જ હશે તો તે ડાહ્યો થઈને પાછો આવશે."

"અને તમે પછી એકલાં ત્યાં શું કરશો?"

"હું એકલી શું કરીશ?" સરસ્વતીનો સૂર ઓચીંતો અતિશય ગંભીર બની ગયો. "તમો જાણો છો ને એ ગયા

ત્યારથી હું એકલી જ છું? ને એકલાં સંસારમાં જીવાશે તો તમારા રામપુરમાં નાની સરખી નિશાળ નહીં ચલાવાય?"

કાશીભાઈ આ સાંભળી જરા સડક થયા–નીચું જોઈ રહ્યા, એટલે મેં વાત આગળ ચલાવી.

"કાશીભાઇના મનમાં બીજી એક બે બાબતો પણ હશે એમ હું માનું છું. કેટલાક સુધારા લોકોને સૂચવીએ તો તેમાં લોકો સામે થાય અને આપણા દિલને આઘાત પહોંચે."

"હું તમારો ભાવાર્થ બરાબર સમજી નહીં." સરસ્વતીએ કહ્યું.

"દાખલા તરિકે તમે પટલાણીઓને પડદાનો રિવાજ કાઢી નાખવાને બહુ જોસથી સમજાવવા માંડો, અથવા વસવાયાંની વેઠ બંધ કરવાની સલાહ આપો, તો ગામલોકો તમારો વિરોધ કરે."

"એટલે આ કામ તો સારાં છે. પણ તે કળે કળે જ થઈ શકે." સરસ્વતી બોલી.

"વળી કાશીભાઈને બીજો પણ ભય હશે કે લોકોને એક કામમાં મદદ કરી એટલે જે કંઈ તેમને માથે આવી પડે તેમાં તમારી સહાય માગશે–પછી તો મરકી ફાટે કે લૂંટ થાય, વેઠનું દુઃખ હોય કે મહેસુલનું."

"એટલે આમ સરકારના ઝગડામાં પણ પડવું પડે એ જ ને? પણ તેની તો મેં હદ બાંધી છે અને તે સુમનભાઇને પણ જણાવ્યું છે."

એવામાં શામભાઇ નામના સરસ્વતીના એક પીત્રાઈ આવી પહોંચ્યા. તે ઠીંગણા ને જાડા હતા, માથું નાનું અને પેટ ગાગર જેવડું હતું. તેમની ઉમર આશરે ૪૫ વર્ષની હશે.

"આવો, શામભાઈ બેસો. કંઈ ઘણે દિવસે કામ પડ્યું!" સરસ્વતીએ વિવેક કર્યો.

"મેં તો સાંભળ્યું કે તું રામપુર રહેવા જવાની છે. એટલે જરા તપાસ કરવા આવ્યો."

"હા, એ વાત ખરી છે."

"કેમ કંઈ ઓચીંતો વિચાર કર્યો કે શું?"

"ના, હું એકવાર જઇ આવી. હવે જરા ઠરીને રહેવા જાઉં છું. ગોઠશે તો રહીશ, નહીં તો પાછી આવીશ."

"આ બહુ ખોટું થાય છે." શામભાઈ જરા નીચું જોઇ નિઃશ્વાસ નાંખી બોલ્યા.

સરસ્વતીથી સગાંઓની આવી લપ્પનછપ્પન ન સહેવાતી. તેણે એક ઘાથી બે કટકા કરવાનો નિશ્ચય કર્યો.

"એટલે?" જરા મ્હોં ફેરવી સરસ્વતીએ પૂછ્યું.

"હજી તો એમના બાર મહિના પણ હમણાં જ થયા છે."

"જુઓ શામભાઇ, એમના તરફ મારી શી ફરજ છે તે હું સારી પેઠે જાણું છું. માટે મને કોઇએ એ વિષે સલાહ આપવાની જરૂર નથી." જરા કડક અવાજે સરસ્વતી બોલી.

"બીજું તો શું? પણ આપણી ન્યાતમાં ચર્ચા થાય છે. એટલે જરા જીવ બળ્યો તેથી તને કહેવા આવ્યો."

"તમે ચાહીને આવ્યા તે માટે તમારો પાડ; પણ જે કહે તેને મારી વતી સાફ કહી દેજો કે હું કોઇની દબાએલી નથી, પણ સ્વતંત્ર છું; એટલે તેમની ઇચ્છા પ્રમાણે નહીં પણ મારી મુન્સફી પ્રમાણે વર્તવાની છું."

"સુમનભાઈ પણ તારે મ્હોંએ કંઇ કહેતા નથી, પણ તેમને આ બધું કંઇ પસંદ નથી. અને કોકિલ તો—"

"ખબરદાર જો મારી કે સુમનભાઇની કંઈ વાત કરી તો! અમારા ઘરના કામમાં તમારે શા સારૂ વચમાં પડવું

પડે છે ? " કોકિલ ઘણી વારથી ધુંધવાઇ રહ્યો હતો તે ભભડી ઉઠયો.

" એમ બોલાય કે ? કોકિલ ! ગમે તેટલું પણ એ આપણા વડીલ કહેવાય." પછી સરસ્વતી શામભાઈ તરફ ફરીઃ " શામભાઈ એના બોલવા સામું ન જોશો ! "

" આવો તો ઉછાંછળો મીજાજ છે ને તું એને તારી સાથે મોટા સલાહકાર તરીકે લઈ જાય છે ! " શામભાઈએ ઠંડે પેટે આગળ હંકાર્યું.

"એટલે તમે એમ ન સમજતા કે કોકિલની કંઇ કિંમત નથી. જુવાનીનું તાન છે. પણ એની કિંમત તો વખત આવ્યે જણાશે. "

" ઠીક ત્યારે, તમને બન્નેને ફાવે તેમ કરો. બાકી આપણી ન્યાતમાં કોઇએ હજી આવું કર્યું નથી. એટલે એમાં આપણા કુટુંબની કંઈ શોભા નથી." શામભાઇએ છેવટનું બાણ માર્યું.

" તમે ભૂલ્યા શામભાઈ. " સરસ્વતીએ જરા મ્હોં મલકાવીને જવાબ આપ્યો. " કરેલું કરવામાં નહીં, પણ ન કરેલું કરવામાં જ શોભા કહેવાય છે. " અને પછી એકદમ ગર્વથી અને તિરસ્કારથી ભમ્મર ચઢાવી તે બોલીઃ "બાકી તમે શું એમ ધારો છો કે વિધવાઓએ ઘરમાં જીવતાં દફન થવું–પોતાનો કંઇ સંસાર ન હોય એટલે બીજાનાં ઘરમાં માથું મારવું, ન્યાતની ચાડી ચુગલી કરવી ને માણસ મટી ઢોરનો અવતાર ગાળવો ? શામભાઇ, આ જમાનામાં હવે એ નહીં ચાલે. જેને પતિ માટે કંઇ પ્રેમ હશે અને પ્રભુ માટે ભકિત હશે તે પોતાનો સંસાર સળગાવી દઇ તેની ભસ્મમાંથી નવી ભાવના અને નવી પ્રેરણા મેળવશે અને કોઇના મ્હેણાં-ટોણાં ન ગણકારી લોકસેવામાં પોતાનું સર્વસ્વ અર્પણ કરશે. પહેલાંની સતીઓ શરીરનું બલિદાન આપતી. નવી

સતીઓ શરીરનું તેમજ હૃદયનું બેવડું બલિદાન આપશે.”

બોલતાં બોલતાં સરસ્વતીનો સાદ જરા ધ્રુજી ઉઠયો, તેનો ચહેરો લાલ થઇ ગયો, તેની ઠંડી આંખમાં સાક્ષાત્ જગદમ્બાનું નૂર ઝળકી ઉઠયું.

આ સાંભળીને રામભાઇ તો કંઇ વધારે બોલ્યા વિના પોબારા જ ગણી ગયા. કાશીભાઇ રામપુર જવાની બધી વ્યવસ્થા નક્કી કરીને ગયા. પછી મેં પણ રજા લીધી.

“અમારૂં રામપુરમાં બધું ઠેકાણે પડશે એટલે કોકિલ તમને કાગળ લખશે. તમે જરૂર આવજો.”

એ આમંત્રણ ઘણા જ આનંદથી સ્વીકારી હું રસ્તે પડ્યો.

૪૬

સરસ્વતી રામપુર ગઇ તે પછી થોડા જ વખતમાં મેં કોકિલ સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. તેથી મારા જાણવામાં આવ્યું કે ત્રણેક માસમાં તેમનું કામ ઠીક જામી ગયું હતું. સરસ્વતીએ પહેલાં તો સાંજના સ્ત્રીઓનો વાંચનવર્ગ શરૂ કર્યો. તેમાં જેમ જેમ તેના ચારિત્ર અને ભક્તિની છાપ પડતી ગઇ તેમ તેમ સ્ત્રીઓનો રસ અને તેમની સંખ્યા પણ વધતી ગઇ. તે ઉપરાંત તેણે ઘણાંએ સારાં તેમ જ ગરીબ કુટુંબો સાથે રીતરિવાજો વિષે વાતો કરવા માંડી. જ્યાં જાય ત્યાં કોઇ માંદું સાજું હોય તો તેને માટે દવાની ગોઠવણ તે તરત જ કરતી. પણ આ સ્નેહમૂર્તિ સાધ્વીને આટલેથી પણ સંતોષ કેમ વળે? કોઇ કોઇ ઠેકાણે તેણે પોતે જ માંદી સ્ત્રીઓની સારવારમાં પણ ભાગ લેવા માંડ્યો. આ કામનું મહત્ત્વ તેને વખત જતાં વધારે લાગવા માંડ્યું; એટલે દરરોજ સવારમાં નિયમિત રીતે તે માંદી સ્ત્રીઓની મુલાકાત લેવા નીકળતી, સૌને માટે દવાની અને ગરીબ

લોકોને માટે જોઇતા ખાસ ખોરાકની ગોઠવણ કરતી, અને સૌને પોતાના મીઠા હાસ્યથી અને શીળા શબ્દોથી શાંતિ આપતી. બપોરે પોતાના વાંચન વગેરેથી પરવારી તે વર્ગમાં જતી અને ત્યાંથી કેટલીક સ્ત્રીઓની સાથે મુખ્ય મંદિરમાં દર્શન કરી સવારની રહી ગયેલી મુલાકાત પૂરી કરતી. તે કોઇને મળવા જતી તો કોઇને બંગલે બોલાવતી. તેનો બંગલો ગામની પાસે જ તળાવ પર આવેલો હોવાથી સંધ્યાકાળે તો અનાયાસે સ્ત્રીઓ અને બાળકોનું નાનું કે મોટું જુથ ત્યાં જામતું. ચતુર સરસ્વતી સૌને ઘટતા બે બે શબ્દો કહીને પહોંચી વળતી.

કોકિલે પણ ખુબ સપાટો માર્યો હતો. બંગલાની પાસેના આંબાવાડીઆમાંથી થોડો ભાગ ભાડે લઇને ત્યાં તેણે અખાડો જમાવ્યો હતો. તે રમણીય સ્થળ સવાર સાંજ જેમ કોયલના સૂરથી તેમ છોકરાઓના કિલકિલાટથી ગાજી રહેતું. મહિના એકમાં આ કામ ઠેકાણે પડયું એટલે કોકિલે વિચાર્યું કે, પાસેના ગામના થોડા છોકરાઓ તાલીમ લે તો તેઓ પણ પોતાના ગામમાં અખાડા કાઢી શકે. તેથી તેણે આસપાસને ગામડે કોઇ કોઇ છોકરાની સાથે મુસાફરી કરવા માંડી, એક બે ગાઉ દૂર ગામના છોકરાને દરરોજ સાંજે કસરત કરવા બોલાવવા માંડયા, અને જરા દૂરના ગામના દશેક છોકરાને ભેગા કરી તેમાંથી થોડાને અખાડાની પાસે એક ઝુંપડામાં અને બાકીનાને પોતાના બંગલાની પાસે બાંધેલી એક અલગ કોટડીમાં રાખ્યા. ઘણા–ખરા છોકરાને ગામમાં સગા સંબંધી હતા ત્યાં તેઓ જમતા અને બાકીના બે ત્રણને તેણે પોતાને ઘેર સમાવ્યા. ઘણાખરા ગામની નિશાળમાં પોતાના ધોરણસર દાખલ થયા, અને જેઓ ગુજરાતી પુરૂં ભણી રહ્યા હતા તેમને કોકિલે ઇંગ્રેજી શીખવવા માંડયું. ઉપરાંત બધાંને રાત્રે આંબાવાડીઆમાં ભેગા કરી તે કંઇક સારૂં પુસ્તક વાંચતો અને ગામડાંના સવાલોની ચર્ચા કરતો. તેના

તાનમાં તે કેટલીક વાર એટલો લીન થતો કે કોઈ કોઈ વાર રાત્રે ઘેર સુવા પણ આવતો નહીં.

આમ ગામનાં અને બહારના છોકરાઓ મળીને કોકિલે ૬૦–૭૦ છોકરાઓનું સૈન્ય તૈયાર કર્યું. આથી તેને બીજું જરૂરી કામ લેવાનું પણ શૂર આવ્યું. ગામમાં અને નગરમાં ભેગા કરેલા પૈસા મેળવીને તેણે સ્ત્રીવર્ગની પાસે જ એક મકાનમાં નાની લાયબ્રેરી અને દવાખાનું ખોલ્યું, અને સ્થાનિક છોકરાઓને તેની દેખરેખ સોંપી. આ વિષે પાસેના ગામે ખબર પડતાં ત્યાંથી પણ લોકો છાપાં ચોપડીઓ વાંચવા અને દવા લેવા આવવા લાગ્યા. અને જે આવે તે કોકિલને તેમ સરસ્વતીને પણ છેવટે દૂરથી નમસ્કાર કર્યા વિના તો જતું જ નહીં. એટલે એ આખા યે ગામમાં સરસ્વતીની નામના થઇ અને તે દેવી તરિકે પૂજાવા લાગી.

ગામડાંની પ્રજા જેમ કંઇક વહેમી તેમ ઘણી ભોળી પણ હોય છે. તેથી ખાલી દોર અને દમામથી તે દશ વાર દૂર રહે, પણ જેના પર પાકો વિશ્વાસ બેસે તેમની આગળ પોતાનાં બધાંય દુઃખનો દરિયો ઠાલવે. એટલે જે અનેક-વર્ણી પ્રજા ગામગામડેથી સરસ્વતીને મળવા આવતી તે પોતાની ન્યાતજાતની, ગામની, કોરટની અને સરકારની બધી તકરારો અને મુંઝવણો સરસ્વતીને જણાવતી. આ બધી સરસ્વતીને તો તદ્દન નવી દુનિયા હતી, પણ તેમાં કોકિલ અને ગામડાના છોકરાની મદદથી તે બહુ રસથી ઉતરતી, બધું સમજવાને પ્રયત્ન કરતી અને ઘટતો દિલાસો આપીને સૌને વિદાય કરતી. તે આવાં બધાં દર્દની કથાથી ઘણીએ વાર સમસમી રહેતી. ગામગામડે ફરી રૂઢિ રિવાજ સુધારવાને સમજાવવાનું તેને ઘણુંએ મન થતું. સરકારી વાતમાં ન પડવાનું નક્કી કરેલું હોવા છતાં હડહડતો અન્યાય જોઇ તેને લડવાનું શૂર ચઢી આવતું. પણ છેવટે પોતાની અશક્તિ

વિચારી, પોતાના નિત્ય કાર્યમાં જ મન પરોવતી અને રામપુરમાં જ ધીમે ધીમે જે થઇ શકે તે કરવાનો નિશ્ચય કરતી.

આ બધું સાધારણ રીતે હું જાણતો હતો તે પાંચ છ મહીને રામપુર ગયો ત્યારે પ્રત્યક્ષ જોયું. સાંજે પહોંચ્યો એટલે તરત મને બંગલે લઇ જતાં કોકિલે ખાસ જણાવ્યું કે હવે તો સરસ્વતી પોતે કોઇ કોઈ વાર ગામડે પણ જાય છે અને ત્યાં સ્ત્રીઓને મેળવીને બે શબ્દો કહે છે તેમજ કોઈ કોઈ ખાનગી તકરારો બને તો પતાવે છે.

કોકિલ અને હું આમ સરસ્વતીના કામની વાત કરતાં કરતાં બંગલાના ઝાંપા આગળ આવ્યા, ત્યારે તેના ખુલ્લા કંપાઉંડમાં લીંપેલી મોટી ઓટલી પર શેત્રંજી બીછાવી તે થોડીક સ્ત્રીઓની સાથે વાતો કરતી બેઠી હતી. મેં તરતજ તેની સાથે વાતો માંડી. ગામડાના આ કામની તેના પર થયેલી અસર જોઇ હું તો ચકિત જ થયો. મોટા શહેરની પોળમાંથી નીકળીને ગામની ખુલ્લી હવામાં રહેવાથી ફાયદો થવો જોઇએ તેને બદલે ટાઢ તડકામાં ગમે ત્યારે ગામમાં રખડવાથી અને સખ્ત કામની ચિંતા અને શ્રમથી સરસ્વતીનું શરીર સ્પષ્ટ રીતે સુકાયું હતું-તેનો વર્ણ જરા શામળો પડયો હતો, તેની આંખો જરા ઉંડી ગઈ હતી, અને તેની આસપાસ કાળી રેખાઓ પણ કોરાઇ હતી. છતાં તેનું વદન વધારે પ્રફુલ્લ હતું, તેનો ઉત્સાહ વધારે ઉંડો જામ્યો હતો, તેનો નિશ્ચય વધારે અચળ થયો હતો. જાણે આખી જીંદગી ગામડામાં ગાળી હોય તેમ તેને બધી રીતે તેનું કામ ગોઠી ગયું હતું, અને તે પણ આખા ગાળામાં રત્નની માફક જડાઇ ગઇ હતી.

રાત્રે કોકિલ મને પોતાના યુવાનમંડળમાં લઈ ગયો. મધરાત સુધી વાતો કરીને હું સૂતો, તે સવારે પાંચેક વાગે કસરતનો અવાજ સાંભળીને પાછો જાગ્યો. પછી આઠેક વાગે સરસ્વતી સાથે ગામમાં ફરવા નીકળ્યો ત્યારે તેને માટે લોકો

પૂજ્યભાવ હું સહજમાં જોઇ શકયો. તેમની શાળામાં ત્રણ સ્ત્રી આવતી થઇ હતી. તેમાંની બે વિધવા ને એક સૌભાગ્યવતી હતી. આજ સુધીના પ્રયાસથી આટલી સ્ત્રીઓને સારવારમાં મદદ આપવાને તેમણે તૈયાર કરી હતી. તેમની સાથે કામની વહેંચણી કરી, દવાની નાની પેટીઓ આપી, તેમને રવાના કરી સરસ્વતી પોતાના લતામાં ચાલી. જ્યાં જાય ત્યાં છોકરાં તેને વળગી પડતાં. આખા મહોલ્લાની સ્ત્રીઓનું ગુંચળું તેની આસપાસ ફરી. વળતું બધાંને બહાર મુકીને તે અંદર દરદીને જોઈ આવતી અને પછી બહાર થોડીવાર વાતો કરતી. આ બધો વખત હું કોઇ બુઢા કે જુવાનને ખોળી કાઢી વાત કરતો. સૌ મુકત કંઠે સરસ્વતીનાં ગુણ ગાતાં થાકતાં જ નહીં.

આ પર્યટનમાંથી પાછાં આવી જમી અમે બધાં બપોરે વાતો કરતાં હતાં એટલામાં એક માણસ હાંફતો હાંફતો બારણામાં દાખલ થયો, અને સરસ્વતીના પગ આગળ લાંબો થઇને પડયો.

"બા, મારો કે ઉગારો, અમે તો તમારે શરણે છીએ." તે બોલ્યો.

"કેમ, પીતાંબર, વળી પાછું શું છે?"

"બીજું તે શું હોય? તમે જાણો જ છો ને! વળી પાછા નાથા પટેલ અમારી કેડે પડયા છે."

સરસ્વતીએ આ વાત સમજાવતાં મને કહ્યું: "આ બિચારો સતીઆપુરનો કુંભાર છે. બધા કુંભાર પોતાનાં આગણાંમાં માટી ગુંદી ચાક ચલાવે છે, તે જમીન કોઇ અમલદાર આવીને માપી ગયો છે અને વાપરવા બદલ બધાના પર દંડ ચોંટાડયો છે. ગામ બહાર બધા ઈંટો પાડે છે તે વિષે પણ આવો જુલમ આદર્યો છે. આ બધી જમીન તો કેટલીએ પેઢીથી આ લોકો વાપરે છે. પણ ત્યારે કોઈ

નાહોતું બોલતું ને આજે આ લોકો અમલદારોની વેઠ નથી કરતા તેથી આ સખ્તી કરવા માંડી છે. હું એક વાર બીજા કામે ત્યાં ગઈ હતી ત્યારે બધું જોઈને પટેલને ઠંડો પાડયો હતો." પછી કુંભાર સામે જોઈને સરસ્વતી બોલી: "પણ આટલે દહાડે પટેલને પાછું શું ભૂત ભરાયું છે?"

"આપજી, એ તો કહે છે કે સરકારથી ફરી પાછો હુકમ આવ્યો છે; એટલે હવે જપ્તી કર્યા વિના ચાલે એમ નથી."

"ઠીક. કોકિલ સાઈકલ લઈને જરા જઈ આવ તો. મારૂં નામ દઈ પટેલને જરા ઠંડા પાડી આવ."

છેવટે સરસ્વતીએ કુંભારને સૂચના આપી:

"તમે ચાલવા માંડો ભાઈ. આ મારા વતી આવે છે. તે તમારા પહેલાં પહોંચી જશે. માટે તરત ઉપડો."

કોકિલ તરત જ સાઈકલ પર સવાર થયો. અને પીતાંબર સરસ્વતીને કેટલી યે દુવા દઈ ચાલી નીકળ્યો.

"આવા કામમાં તમે પડો છો ખરાં?" પછી મેં પૂછયું.

"નારે, ભાઇ, મારૂં તે કેટલું ગજું? પણ બિચારા ગરીબ માણસ નકામા માર્યા જતા હોય તેમાં બને તો સમજાવીને પતાવું છું. કોઈ ભલો અમલદાર મને ઓચીંતો મળી જાય તેને બે શબ્દ કહીને કંઇ શમાવું છું. બાકી જેને અરજી કરવી હોય તેને કોકિલ ઘડી આપે છે અને કોરટમાં જવું હોય તેને સુમનભાઇ પર ચીઠ્ઠી લખી આપે છે."

આમ કોઇને કોઇ ચાર વાગ્યા સુધી આવ્યે જ ગયું. ત્યાં તો ઓવર્ગમાં જવાનો વખત થયો. મેં પણ સાથે જઇને બહારથી વર્ગ જોયો. અને તે ત્યાં રોકાયાં હતાં

તે દરમ્યાન લાયબ્રેરી અને દવાખાનાની મુલાકાત લીધી. બન્ને ઠેકાણે માણસોની ઠઠ જામી હતી, અને સ્વયંસેવકો ચુપકીથી વ્યવસ્થા જાળવતા હતા.

સાંજે કોકિલ આવ્યો ત્યારે તેણે સતીઆપુરના અને વળી વચમાં આવેલા બીજા ગામના કુંભારોની કરૂણાજનક કહાણી કહી સંભળાવી. તેનું મગજ ઘણું તપી ગયું હતું. તે ખુબ ઉભરા કહાડયા પછી જરા ઠંડું પડયું.

હું રામપુરમાં રહ્યો તેટલામાં જ ત્યાંની સ્થિતિ અનેક રીતે બગડતી ગઇ. એ વર્ષ બરાબર પાકયું ન હતું અને સરકારે તો પૂરૂં મહેસુલ વસુલ કર્યું હતું. તેથી ગરીબ લોકો ભૂખમરાથી પીડાતા હતા. તેવામાં પાસેના તાલુકામાં ઝેરી તાવનો વાવર શરૂ થયો અને જોતજોતામાં તો તે રામપુરના ગાળામાં પહોંચ્યો. વળી લોકોના દુઃખનો લાભ લઇને ચોર અને લુટારૂઓએ પણ પોતાનો મારો શરૂ કર્યો—જો કે રામપુરમાં હજી બહુ બૂમ આવી ન હતી.

પહેલાં તો ઝેરી તાવથી માણસો અને ઘાસની તંગીથી ઢોર મરવા પડયાં. આમ ચોપાસ દુઃખનું વાદળ જેમ જામતું ગયું તેમ તેને ફેડવાને સરસ્વતી અને કોકિલ વધારે મહેનતુ અને મરણીયાં થતાં ગયાં. વધારે દવા ખરીદવાને અને કેટલાક ડાક્તર દોસ્તોને વખતોવખત આ તરફ આવવાનું કહેવાને કોકિલ તરત નગર ગયો. સરસ્વતીએ દવાનું કામ પોતાના હાથમાં લીધું અને દુકાળ નિવારણની બધી જવાબદારી સુમનરાય અને કાશીભાઇ પર નાંખી.

પણ કોકિલની આ બધી વાત સાંભળીને સુમનરાયના પેટમાં ભારે ફાળ પડી. નગરની કમીટીની મારફત રામપુરને માટે અનાજ અને ઘાસની ઘટતી વ્યવસ્થા તો કાશીભાઇની સાથે મળીને તેમણે તરત કરી; પણ આવો ઝેરી અને કંઇક ચેપી તાવ ગામગામડે ફાટી નીકળે તે વખતે

સરસ્વતી સારવારમાં રહી પોતાની જીંદગી જોખમમાં નાંખે એ સુમનરાયથી સહેવાયું નહીં. તેથી તેઓ બંને દુકાળની સ્થાનિક વ્યવસ્થા કરવાને અને સરસ્વતીને સમજાવવાને તરત રામપુર આવી પહોંચ્યા.

પહેલું તો તેમણે ધીરજથી બધું કામ નીહાળ્યું. તે વખતે સ્ત્રીવર્ગ બંધ કરીને સરસ્વતી સવારથી સાંજ સુધી સાત દશ સ્ત્રીઓની સહાયથી ઘરેઘરમાં દવા અને સારવારની વ્યવસ્થા કરવામાં ગુંથાતી. તેમ કોકિલે પણ પોતાની આખી ટુકડી રામપુરમાં અને આસપાસને ગામડે દવા પહોંચાડવામાં રોકી હતી. સૌ પુષ્કળ કામ કરતાં કરતાં તાવમાં ન સપડાય તે માટે પૂરી સાવચેતી લેતાં. બાકી કોઇને મરણનો ભય નહોતો અને કામનું આળસ ન હતું.

આ બધો તાલ જોઇને સુમનરાય તો થેડા વખત આશ્ચર્યચકિત જ થઇ ગયા. તેમના સ્વપ્નામાં પણ ન હતું કે આ બંને આટલા થોડા વખતમાં આવું કામ કરી શકશે, અને આખા ગામમાં આમ પાંચે આંગળીએ પૂજાશે. બેત્રણ દિવસમાં અનાજ અને ઘાસ વેચવાની, તથા છુટક આપવાની ગોઠવણ કરીને બપોરે બધાં વાત કરવાને ભેગાં મળ્યાં. આ વખતે સુમનરાય અને કાશીભાઇનો ચહેરો ઘણો ગંભીર થયો હતો. તેથી વળી કોકિલને જરા ચિંતા થવા લાગી. પણ સરસ્વતી તો હંમેશની માફક શાંત અને સ્વસ્થ જ હતી.

“કેમ ભાઇ, કંઇ બહુ વિચારમાં પડી ગયા છો ?” સરસ્વતીએ ધીમેથી પૂછ્યું.

“ચિંતા થાય એવું તમે કરો છો એટલે કેમ ન થાય?” સુમનરાય બોલ્યા.

“હું કંઇ સમજી નહીં.”

“જો સરસ્વતી, તું અહીંઆ કામ કરવા આવી ત્યારથી મેં તને કોઇ દિવસ સામો અક્ષર પણ કહ્યો છે? ન્યાત-

જાતમાં ઘણુએ કલબલાટ કર્યો; પણુ મેં તેની પરવા ન કરી. મારા મનમાં તો એમ કે તને આટલી ઉંમરે આવું દુઃખ પડ્યું ત્યારે તને જેનાથી દિલાસો મળે તે તું ભલે કરે. અને તું એ પણુ જાણે છે કે કોકિલને મેં તારે લીધે જ મોકલ્યો. બાકી એને આમ દોડાદોડ કરવાના હું રજા ન આપું.”

“વારૂં, ત્યારે વિચાર બદલવાને હવે કંઈ કારણુ મળ્યું છે ?”

“મેં તો ધાર્યું હતું કે તું નાની સરખી નિશાળ ચલાવીશ, અને કોકિલ થોડા છોકરાને કસરત શીખવશે. તેને બદલે તમે બંને બધી જાતના કામમાં પણુ છો અને છેવટે આ ઘેર ઘેર સારવાર કરીને જીવને પણુ જોખમમાં નાંખો છો !”

“આેહો ! એજ ને ? ત્યારે તમે જ કહો ને ગામમાં કામ કરતાં હોઈએ, દવા પણુ આપતાં હોઈએ, તે આવો તાવ ચાલે ત્યારે બધું છોડી દઇને નગર ચાલ્યાં જઇએ ?”

“હારતો, વળી.” કાશીભાઈ ગરજી ઉઠ્યા. “મરકી ચાલે છે ત્યારે સરકારી ઓફીસો બંધ રહે છે, તો તમારૂં આટલું કામ ન અટકાવી શકાય ?”

“તમે ભૂલ્યા કાશીભાઇ. આવે વખતે સરકારી કોરટો બંધ થાય પણુ દવાખાનું તો ઉલટું વધારે જમાવવું પડે.”

કાશીભાઈ જરા ગૂંચવાયા છતાં ફરી બોલ્યાઃ “બ્હેન, તું તો બોલતાં બંધાવાની જ નથી. પણુ નગર રહીને દવા અને દાકતરો મોકલે તો ન ચાલે ? ગામના લોકોને સાત વાર ગરજ હશે તો દવા વહેંચશે. પણુ તારે ઘેર ઘેર મંદવાડના ખાટલા આગળ બેસી કાળના મ્હોંમાં પડવાની શી જરૂર?”

"આજુબાજુના ગામે તો એમ જ કરીએ છીએ, પણ છ મહિનાથી આ થાણું કર્યું છે તે આજે છોડીને કેમ ભગાય? વળી આ આણીને વખતે અમે બેઠાં છીએ તેથી સૌના દિલમાં જે ટાઢક રહે છે અને જે નિયમથી અમારૂં આખુ સૈન્ય કામ કરે છે તે પછીથી બધું સચવાય ખરૂં?"

હવે સુમનભાઇ વચમાં પડયા.

"જો બ્હેન, આ બધી વાતમાં હું નથી ઉતરતો. તું રામપુર સેવે છે તેથી લોકોને લાભ છે તેની હું જરાયે ના નથી પાડતો. પણ હું તો એટલું જાણું કે આપણો જીવ સાચવીને બધું કામ થાય. અને તારી હયાતી હશે તો ભવિષ્યમાં પણ રામપુર સારા વાના પામશે."

"ત્યારે શું મારી જ જીંદગીની તમને આટલી બધી ફીકર પડી છે? પણ હું ભૂલી. કોકિલને તો તમે બેલાશક લઈ જાઓ. અને હું તેને તમારૂં કહ્યું માનવાને સમજાવવું પણ ખરી. એ જશે તો મને જરાયે ખોટું લાગવાનું નથી."

"તું અહીંઆ રહે ને કોકિલને પાછા ફરવા સમજાવ એ ફોકટ છે. તને છોડીને તો એ કદિ નગર આવે જ નહીં અને અમને એ ગમે પણ નહીં."

"ત્યારે જુઓ. આપણા સંસારમાં વિધવાની તો ફૂટી બદામની પણ કિંમત નથી. એટલે હું અહીંઆ મરીશ તો તમને કોઇ એ શબ્દ પણ કહેવાનું નથી."

"એટલે તું અમારો વિચાર જ કરતી નથી?"

"તમારો વિચાર કેમ ન કરૂં? તમારા વડે તો હું નિશ્ચિંત છું." સરસ્વતી કંઇક નવા આવેશથી બોલી. "પણ જ્યારથી એમનો દેહ પડયો ત્યારથી તમારે મારી જીંદગીનો ભરોસો કરવો જ નહીં. મારો જીવ આ સંસાર પરથી ક્યારનોયે ઉઠી ગયો છે અને મારૂં ખોળીયું

રહ્યું છે, તે હવે આ ગરીબ ગામડાને અર્પણ થયું છે એમ સમજજો. જેમ જીવવું છે અહીંઆ, તેમ મરવું છે પણ અહીંઆ જ."

સૌ ચૂપ રહ્યા.

"અને સૌને એક દિવસ મરવું તો છે જ. તો નગરના ઘરની પથારીમાં શમી જાઉં તેનાં કરતાં આ ભલા લોકોની સેવામાં હું ખપી જાઉં તે કેટલું સારૂં! પણ એનો અર્થ એમ ન સમજશો કે મારે વહેલાં મરવું છે તેથી આ કામ કરૂં છું. મારા કરતાં પણ કોકિલનો જીવ મને હઝાર ગણો વધારે વહાલો છે. તેથી શરીર સાચવવાને તો સૌ બનતી સાવચેતી લઈએ છીએ. પણ ધાર્યું કંઇ કોઇથી મરાતું નથી અને આવરદા ખુટશે ત્યારે મોટા મહેલમાં પણ કોઇ ટકાવી શકશે નહીં. આવરદા માંડી છે, ત્યાંસુધી આથી યે વધારે જોખમ ખેડીશું તો યે ઉની આંચ સરખી પણ આવવાની નથી."

આ સાંભળી સૌ સ્તબ્ધ જ થઇ ગયાં. પછી થોડી પરચુરણ વાત કરીને સુમનરાય તથા કાશીભાઇ બન્નેને ઇશ્વરને શરણે સોંપીને, નગર તરફ વળ્યા.

તેમની ગાડી દૂર દૂર જતી હતી તે વખતે સાંજ પડતી હતી. ત્યારે અમે અગાસી પર ઉભાં ઉભાં આસપાસની દુનિયા નિહાળતાં હતાં. સામેના રસ્તા પર થઈને સ્ત્રીઓ માથે બેડાં લઇને જતી આવતી દેખાતી હતી. વળી ઓવારા પર એક ઠેકાણે છોકરીઓ તો બીજે ઠેકાણે ઘરડીઓ પોતાના ચોતરા જમાવી બેઠાં હતી. પાસે વિશાળ સ્વચ્છ તળાવમાં અમારી પાછળ અસ્ત પામતા સહસ્રરશ્મિનાં આછાં કિરણો ચમકતાં હતાં. સ્વચ્છ નીલવર્ણ આકાશમાંથી શાંતિ વરસતી હતી.

અગાશીના રવેશ આગળ, સરસ્વતી અને કોકિલ પાસે પાસે ઉભાં રહી દૂર નજર નાંખતાં હતાં. હું તેમની પાછળ ફેરા મારતો હતો.

" કોકિલ ! બીચારા સુમનભાઇ આપણાથી ઘણા જ દુઃખી થાય છે, પણ આપણાથી પાછા તે કેમ હઠાય ? " સરસ્વતી બોલી.

" અને થોડા દિવસમાં તો એક પગલું આગળ ભરવું પડશે. " કોકિલ જુસ્સાથી બોલ્યો.

"કયું ? "

" બ્હારવટીઆનો દોર ચોપાસ વધતો જાય છે એટલે અમારી ટુકડીને હવે તરતમાં પેરો ભરવા નીકળવું પડશે."

સરસ્વતીએ આ વિષે વિચાર જ નહોતો કર્યો. આ નવી વસ્તુસ્થિતિથી તેના ચહેરા ઉપર ચિન્તાની રેખાઓ અંકાઈ.

"પણ લુંટારા પાસે તો તલવાર અને બંદુક હોય છે અને તમારી પાસે તો માત્ર લાકડીઓ જ. તે તમે મુઠ્ઠી-ભર બાળકો એ રાક્ષસો સામે કેમ પહોંચી વળશો ? "

" બધો ય વિચાર મેં કરવા માંડયો છે. અમે ડાંગની સાથે ધારીઆં તો રાખીશું જ. અને દૂર તાકવાને ગોફણો અને તીરકામઠાંની પણ તાલીમ લેવા માંડી છે. વારા ફરતી ચાર પાંચ ટુકડી કરી રાત્રે ચોપાસ પહેરો ભરીશું અને લુંટારાની જેને ભાળ લાગશે તે તરત ગામમાં જઇ મહાદેવનું નગારૂ વગાડશે એટલે આખું ગામ જાગીને સામે થશે. "

" પણ એ તમને ઓચીંતા ઘેરે તો ? "

" તો શું ? સામે મ્હોંએ લડવાનું અને માર-વાનું કે મરવાનું ! પહેલાંના જમાનામાં ક્ષત્રિયો હરરોજ સમશેર નહોતા ખેલતા ? આજે એ વર્ણનો દેશમાં નાશ થયો છે તેથી આમ ધોળે દિવસે લુંટારા આપણને લુંટે છે ! "

આ સાંભળીને સરસ્વતીના પેટમાં ફાળ પડી. તેનો ચહેરો જરા વ્હીલો થયો.

" કોકિલ, આ તો ઘણું જ જોખમ કહેવાય. રખે ને તને કંઇક થાય તો હું સુમનભાઇને શો જવાબ આપીશ ? "

" કંઇક થાય તો તેમને કહી દેજો કે સીપાઇ હસતો હસતો સાહેબના દરબારમાં સીધાવ્યો છે. "

" તેં તો હજી સંસારનું કંઇ સુખ જોયું નથી. તું આમ જાય તો સૌનાં હૈયાં ચીરાઇ જાય."

" તમારી સામે તો હમણાં જ તમે કરેલી દલીલ હું મુકું છું. આટલા બધા છોકરાને લાકડીના પટા અને કસરતના દાવ શીખવ્યા અને હવે ખરૂં શૂર બતાવવાનો વખત આવ્યો ત્યારે હું બાયલો બની ઘરમાં પેસી જાઉં ? "

" પણ તું તો હજી બાળક છે. વડીલને પૂછયું છે ? "

" હું બાળક છું, તેથી જ તમારા જેવા પાસેથી દરરોજ નવા પાઠ શીખું છું. મારા ખરા વડીલ પણ તમે જ છો. તમે જ મારાં માતા અને ભગિની–સંસારમાં જે કહો તે તમે જ. તમારી પાછળ–તમારે પગલે પગલે ચાલવાની પરમેશ્વર શક્તિ આપે એટલું જ ઇચ્છું છું."

કોકિલ સ્વરૂપે કંઇ નવું જ સત્ત્વ બોલતું હોય એમ અમને લાગ્યું. સરસ્વતી શાંત રહી.

"અને આ છ મહિનામાં તમે રાત દિવસ કેવું અજબ કામ કર્યું છે? તમે એક નાની શાળાનાં શિક્ષિકા મટી આ આખા ગામનાં દેવી બન્યાં છો–ટાઢ તડકો કેવો સહન કર્યો છે ? લોકોની ટીકા કેટલી સાંખી છે ? તમારા ઉંડા શોકને

અંતરમાં સમાવીને તમે હસતે ચહેરે કેમ આખો દિવસ બધી જાતનું કામ કર્યે જાઓ છો, છતાં કોઈ વાર એ શોક તમને કેમ સંતાપે છે, કેવો આંસુ સરાવે છે—ઉજાગરા કરાવે છે, એ બધું હું નથી જાણતો ? તમારી આ તપસ્યાનો સોમો ભાગ પણ આ ભવ તો શું, સાતમા ભવમાં પણ મારાથી થઇ શકવાનો નથી. ”

સરસ્વતીએ સ્નેહાર્દ્ર હૃદયે કોકિલના માથા પર એક હાથ મૂકી, મુંગે મ્હોંયે ઈશ્વરની આશિષ માંગી. તેની આંખમાં આંસુ ઉભરાયાં, તે સામે ઉગતા ચંદ્રના તેજમાં મોતીની માફક તેના પાલવ પર ખરતાં દેખાયાં. તે “ભાઇ” અને “બ્હેન” કેટલી યે વાર સુધી કંઇ અલૌકિક ભાવ અનુભવતાં ઉભાં રહ્યાં. છેક જમવાનો ઘંટ વાગ્યો ત્યારે જ તેમની સમાધિ સમાપ્ત થઇ.

૫૬

હું પાછો નગરમાં આવીને બેએક અઠવાડીઆં રહ્યો એટલામાં મેં એક દિવસ ઓચીંતું સાંભળ્યું કે રામપર તરફ બ્હારવટીઆનો ત્રાસ જામવાથી ગામની ચોકી કરતાં કોકિલ ઘાયલ થયો છે. એટલે તરત જ હું છેલ્લી વાર એ ગામની યાત્રાએ ગયો.

હું બંગલે પહોંચ્યો ત્યારે સાંજ પડી હતી. તેના માળ પર હું ગયો ત્યારે પાછળની બારીમાંથી સૂર્યનાં નમતાં કિરણ આખા ખંડમાં પ્રસરતાં હતાં. તે ખંડમાં બારીની એક બાજુ પર ઢાળેલા ખાટલામાં કોકિલ જાગતો સૂતો હતો. ઈસ પર જરા અઢેલીને સરસ્વતી બેઠી હતી. તેનો ચહેરો ચિંતા અને શ્રમથી જરા ઝાંખો પડેલો લાગ્યો.

હું ખંડમાં દાખલ થયો એટલે મને જોઇને તરત કોકિલ પથારીમાં અડધો બેઠો થવા ગયો. એટલે તેનો હાથ ઝાલી, પાછો તેને સુવાડી સરસ્વતી બોલી:

"આવો કુમારભાઇ, નકામો ફેરો ખાધો. કોકિલને હવે ઠીક છે અને જો આમ ઘડીઘડીમાં બેઠો ન થઇ જતો હોય તો કાલે જ સાજો થાય."

મેં પાસે પડેલી આરામ ખુરસી પર લંબાવ્યું અને પૂછયું : "તે એને ઇજા કયાં થઇ હતી?"

"તમે પૂરી વાત નથી જાણતા? તે દિવસે ચોકી કરવાનું બીડું ઝડપ્યું ત્યારે તો તમે હતા. તે પછી થોડા દિવસમાં બે ત્રણ ગાઉ પર એક ગામે લુંટ થઈ ત્યાં મધરાતે ઘાસની ગંજી સળગી તે તો અહીંઆથી પણ દેખાઇ અને પછી આ ગામની પણ બીજી ભાગોળે બંદુકના ભડાકા થયા. એટલે આ ભાઇએ પોતાની ટુકડીને પહેરો ભરવા ગોઠવી દીધી. અને હોળીનું નારીએળ તો પોતે જ થયા! પહેલે જ દિવસે કંઇક સળસળાટ થતાં કોકિલે પોતાની છુપી બત્તી લુંટારા તરફ ધરી. લુંટારા તો એકદમ બાજુ પરથી સરકી ગયા; પણ ભાઇ બત્તીને લીધે નિશાનરૂપ થઇ ગયા અને તેમને બે ગોળી વાગી—એક ડાબા હાથમાં અને બીજી જમણા પગમાં. જો હાથને બદલે જરાક પાસે છાતી પર વાગી હોત તો કોકિલ પુરો જ થઇ જાત!"

"પણ પછી તરત જ નગર કેમ ન લઈ ગયાં? ત્યાંજ સારવાર વધારે સારી થાત ને?"

"હાસ્તો. સુમનભાઇ દાક્તરોને લઇને આવ્યા ત્યારે મેં પણ એને ખુબ સમજાવ્યો. પણ એ તો એકનો બે થયો જ નહીં. એ તો કહે કે હું જાઉં તો બધું કામ ભાંગી પડે અને બ્હારવટીઆ બેવડા જોરથી ચડી આવે. એટલે દાકતરોએ અહીંઆ જ ગોળીઓ કાઢી. હવે ઘા તો રૂઝાતો જાય છે; છતાં હજી અંદર દરદ છે અને તેની પીડાથી જરા તાવ પણ આવી જાય છે."

"ત્યારે હજી પહેરાનું કામ તો ચાલતું હશે?"

"હવે તો પહેરાની ખરૂં જોતાં જરૂર જ નથી રહી. કોકિલ ઘવાયો તેને બીજે દિવસથી અહીંઆ બ્હારવટીઆનું તો નામ નથી. અને વળી આસપાસને ગામે પણ બધા જુવાનીઆ પહેરો કરવા લાગ્યા છે. એટલે શાંતિ જ છે. છતાં હજી સાવચેતીની ખાતર અહીંઆ પહેરો ચાલે છે તે બે ચાર દિવસમાં બંધ થશે."

"કહો અમારી કેવી ફત્તેહ થઈ, કુમારભાઇ ! સો બચે ત્યારે એક મરે પણ ખરો—જોકે હું તો જરાક ઘાયલ જ થયો છું." કોકિલ બોલી ઉઠયો.

"મહેરબાની કરીને તું બોલે નહીં તો સારૂં." એમ કહી કોકિલને વારી સરસ્વતી બોલી: "હું કોકિલની વાત સમજું છું, છતાં કોણ જાણે કેમ તે ઘાયલ થયો એમ સાંભળ્યું ત્યારથી જ મારી છાતી જાણે ફૂટકી ગઇ છે અને હજી પણ કોઈ કોઇ વાર ધબકારા થઇ આવે છે." સરસ્વતીની આંખમાં સ્નેહનાં ઝળઝળીયાં આવ્યાં.

"પણ તમે પોતે દુઃખ સહન કરવામાં કચાં મણા રાખી છે ? તાવને વખતે પણ તમે તમારી જીંદગી જોખમમાં જ નાખી હતી ને ?"

"તે જ મને નવાઇ થાય છે. અત્યાર સુધી કોકિલનું જોખમ ખેડેલું તે મને રમત જેવું લાગેલું. પણ મને જ્યારથી તેણે પહેરો ભરવાની પહેલી વાત કરી, ત્યારથી ખુબ ચિંતા થતી હતી; પણ પૂર્વ જન્મમાં પાપ કરતાં પાછું વાળી જોયું હશે એટલે સૂળીનો ઘા સોયે સર્યો." સરસ્વતીએ ઝળઝળીયાં લુચ્છતાં કહ્યું.

"અત્યાર સુધી તમારી હિંમત જોઇને હું ચકિત જ થયેલો, તેથી તમારી આવી ચિંતાની વાત મેં તો નજરે જોઇ ન હોત તો હું માનત જ નહીં."

"પણ હું તો સિંહણની માફક ઝુઝતી જ હતી ને? છતાં જ્યારથી કોકિલ પથારીએ પડયો ત્યારથી જાણે મારી એક આંખ હસે છે અને બીજી રૂએ છે. સંસાર, વહેવાર, ઘર-બાર છોડી અહીંઆ ગામડે સેવા કરવા આવી તો યે એક લોહીની માયા કેવી હંફાવે છે?"

"પણ તમે તો અહીંઆ રાત દિવસ સાથે કામ કરો એટલે તમારા જીવ એક થઇ જાય જ ને?"

"ખરૂં પૂછો તો આજે કેટલાં યે વરસથી કોકિલ સુમન-બાઇના કરતાં મારા ઘરમાં જ વધારે રહેતો આવ્યો છે. એમના અવસાન પછી તો તેણે બને ત્યાં સુધી મને એકલી પડવા દીધી જ નથી. અને વળી ઘર ને નોકરી છોડી મારી સાથે અહીંઆ આવ્યો ત્યારથી તો એણે આડો આંક વાળ્યો છે—"

એટલામાં કોકિલના ચ્હેરા પર કંઇ દર્દ જણાયું એટલે સરસ્વતીએ એનો પગ પંપાળવા માંડયો. અને જરા શ્વાસ ખાઈ પાછું આગળ ચલાવ્યું.

"—સૌની આગળ તો તે વાઘ જેવો થઇને ફરે છે; પણ મારી આંખે તો કાલોઘેલો બાળક જ છે. મારૂં હૈયું એની આસપાસ વીંટાતું જાય છે તે કેમે કર્યું રોકાતું જ નથી."

"સહેજ તમારો મત જાણવાને પૂછું કે તમને કયું કામ વધારે કઠિન લાગે?" મેં જરા ફટાઇને પૂછ્યું. "આટલો પણ સ્નેહ રાખી વસ્તીની સેવા કરવાનું? કે જૈન ગોરાણીજીની માફક સંપૂર્ણ વૈરાગ્ય ધારણ કરી માત્ર ધર્મ અને ધ્યાન કરવાનું?"

"હું હમણાં એજ કહેવા જતી હતી. હવે વિચાર કરતાં મારામાં મને કંઇ વૈરાગ્ય જેવું તો લાગતું જ

નથી. મારે મુકાબલે તો ગોરાણીજીઓની જ તપશ્ચર્યા ઘણી કઠિન કહેવાય. પણ પૂરો વૈરાગ્ય સાધી આવું કામ કરવું એ તો સર્વોત્તમ."

એટલામાં નોકર બત્તી લઇને ઉપર આવ્યો. એટલે ભોજન માટે તૈયાર થવાને હુ નીચે ગયો.

બીજે દિવસે સવારે દશેક વાગે અમે કોકિલના ખંડમાં બેઠાં હતાં તેવામાં સતીઆપુરના ખુબ ઉશ્કેરાયલા દેખાતા પટેલોએ આવીને ઘણા જ માઠા સમાચાર સંભળાવ્યા. તે ગામમાં દશેક દિવસ પહેલાં એક ભાગોળ તરફના કેટલાંક ઘર તોડીને અને થોડાં માણસને મારીને બ્હારવટીઆ નાસી ગયેલા. તેની તપાસ કરવાને ગામમાં પોલીસનું મોટું થાણું આવી પડયું. ગામના માલનો કે ચોરનો તો કંઇ પત્તો લાગ્યો નહીં પણ ગામ-લોકોને ઉલટી રાતદિવસ પોલીસની ગુલામી કરવી પડી. પોલીસનો મુકામ ઉપડયો તે દિવસે ત્યારે તો કાળો કેર થયો. સવારે વેઠે ગાડાં કાઢવાની પોલીસે વરધી આપી હતી તે પ્રમાણે બધાંએ ગાડાં તો જોડયાં; પણ એકે જરા વહેલા ઉઠીને ગાડું સીમ તરફ હાંકવા માંડયું. પટેલને ખબર પડી એટલે તરત તેણે માણસ તેના આગળ દોડાવી પેલું ગાડું પાછું વાળવા તડાકાબંધ હુકમ કર્યો અને જ્યારે "વેઠ કરવા નથી બંધા-એલા" એવો જવાબ સાંભળ્યો ત્યારે સૌએ મળી તે ગાડાવાળાને મરણતોલ માર માર્યો. પછી તે બહોશ ગાડા-વાળાને તેના ગાડામાં નાંખીને ગાડું તેના ઘરની પાસે છોડી મૂકયું.

આમ આખી કથની સંભળાવી જ્યારે તે પટેલીયાઓએ કહ્યું કે "તે બિચારાને મરણ પથારીએ મૂકી પોલિસ પોતાની વાટે ગઇ અને પટેલ નિરાંતે ચોરામાં હુક્કો ફુંકે છે." ત્યારે આ બીના સાંભળીને સરસ્વતીનું કાળજું કંપી ઉઠ્યું.

ઘડીભર તેણે કોકિલના સામું જોયું. કોકિલનો ચહેરો પણ ધર્મસંકટથી જરીવાર ઘેરાયો. પણ કોકિલ કંઈ બોલવા જતો હતો ત્યાં તેને અટકાવીને સરસ્વતીએ તેના કાનમાં કંઇ વાત કરી અને તેના ગોઠીઆઓને અને મને તેની સારવાર સોંપી, જૂના શૌર્ય અને વેગથી તે દવાની પેટી લઇ પટેલોની સાથે સતીઆપુરને રસ્તે પડી.

હું સાંજે કોકિલના ઉસ્તાદોની સાથે બેઠો બેઠો તેની નિત્ય ચઢતી કળાનો વિચાર કરતો હતો તેવામાં સરસ્વતી પાછી આવી. તેની વાત પરથી જણાયું કે પટેલને માટે તેણે દવા ને સારવારનો બંદોબસ્ત તો કર્યો છે, પણ તેને એટલો ઘાતકી મુંગો માર પડયો છે કે તે મરશે કે જીવશે તે કળાતું નથી.

"ત્યારે તો તમારે ત્યાં ફરીને જવું પડશે ?" મેં પૂછયું.

"હાસ્તો, એમાં કંઇ છુટકો છે ? તમે બધા છો એટલે રામપુર અને સતીઆપુર ફર્યા કરીશ; પણ ગમે ત્યારે પટેલની સ્થિતિ ગંભીર બનશે એટલે તો મારે રોકાઈ જ જવું પડશે. એનું મરણ નીપજે તે વખતે તો મારે તેના ઘરમાં અને ગામમાં હાજર રહેવું જ જોઇએ."

પટેલના મારની સરખામણીમાં કોકિલના ઘા નજીવા લાગ્યા. આખા ગામના વેઠના મોટા સંકટ આગળ પોતાની અંગત ચિંતા સરસ્વતીને ક્ષુલ્લક લાગી. કોકિલની બીમારીથી છવાએલી તેની નબળાઈ જોતજોતામાં ઓસરી ગઈ. ફરીથી સરસ્વતી અંગત વ્યથાને અંતરના અગાધ ઉંડાણમાં સમાવીને સ્વસ્થ ચિત્તે સૌને સ્પષ્ટ શાસન આપવા લાગી.

ત્રીજે દિવસે રાત્રે સરસ્વતી બંગલે ન આવી; પણ તેણે કહેવડાવ્યું કે પટેલની સ્થિતિ ગંભીર હોવાથી તે ત્યાં જ રોકાવાની છે. આથી બીજે દિવસે સવારે દશેક વાગે હું

પણ સતીઆપુરની સ્થિતિ નિહાળવા ગયો. ગામમાં દાખલ થતાં જ સાંભળ્યું કે પટેલના પ્રાણ કંઠે આવેલા છે-ઘડી બે ઘડીમાં તે ગુજરી જશે. લોકો ઉઘાડેછોક કહેતા હતા કે સુખીની વેઠ ન કરી માટે તેણે ખુન જ કરાવ્યું. બજારમાં ચબુતરા આગળ બધા વર્ણના લોકોની ભીડ જામતી હતી. વેપારધંધો બંધ પડયા જેવાજ હતા. ચારે બાજુએ એજ વાત ચાલતી હતી. ઘણાખરા પટેલની તરફ જ બોલતા હતા—કોઇ તેની દયા ખાતા, કોઇ તેને શાબાસી આપતા. આમ ધોળે દહાડે આવા પટેલનું કાસળ નીકળે તો કોઈ દિવસ વાણીઆનો પણ વારો આવે, માટે એકસંપ કરવાની પણ સૌ કોઈ સલાહ આપતા હતા. કોઇક જ સુખીનો બચાવ કરતા હતા.

આગળ જતાં ચોરા પર બેઠેલા સુખી મતદારોના મનમાં ગર્વને બદલે ચિંતા દાખલ થઇ જણાઈ. સહુ ઝાંખા પડી જઇ બહુ બહુ ધીમેથી વાત કરતા હતા. છેવટે પટેલને ઘરે આવ્યો ત્યારે તેના ખાટલાની એક પાસે દેવદારના ખોખા પર ભીંતે અઢેલીને સરસ્વતીને બેઠેલી જોઈ. બીજી બાજુએ જમીન પર પટલાણી બેઠાં હતાં. ઘરમાંથી બાકીના માણસોને બ્હાર મોકલ્યાં હતાં. હું સરસ્વતીને પ્રણામ કરી અને કોકિલની ખબર આપી બાજુએ બેઠો; એટલે તેણે મને ખબર આપી કે હમણાં જ દાકતર છેવટની સૂચનાઓ આપી ગયા.

એટલામાં પટેલ પૂરા બેહોશ થયા—બોલતા બંધ થયા. એટલે પટલાણી, આંસુ સારતાં બ્હાર ડોસીઓને ખબર આપવા ગયાં. તરત જ બ્હાર રોકકળ શરૂ થઈ. આ ખેલ જોઇ સરસ્વતી તરત જ બ્હાર ગઇ અને પટેલ જીવતા છે એવી ખાત્રી આપી તેમની અંતકાળની શાંતિને ખાતર ચૂપ થવા સમજાવ્યું. પછી તરત જ પટેલને શ્વાસ શરૂ થયો. પટલાણીની ઘણી જ આજીજીથી સરસ્વતીએ ફરીથી

દાક્તર અને વૈદો બોલાવા મોકલ્યા. પણ તે આવે તે પહેલાં તો પટેલ જોતજોતામાં પરલોકવાસી થઇ ગયા.

અત્યાર સુધી શોક ને દુઃખનું જે વાદળ સરસ્વતીએ મહા પ્રયાસે રોકી રાખ્યું હતું તે હવે મુસળધાર વરસવા લાગ્યું. થોડીવારમાં પટેલો "ઓ, ઓ" કરતા ભરાવા મંડ્યા. પટલાણીઓએ પણ જોશભેર કુટવા માંડયું, ને આર્ત સ્વરે રૂદન કરવા માંડયું. છેવટની ઘડી સુધી સરસ્વતી નિષ્કામ કર્મની મૂર્તિ બની રહી હતી તે થોડીવાર સુધી તો સ્તબ્ધ થઈ રહી. જે આશાના જોર પર તે ટકી હતી તે છેવટે નિર્મૂલ થઇ. તેથી આસપાસના આક્રંદની તેના આળા દિલ પર ઉંડી અસર થઇ. તેના હૃદયમાં સમાઇ રહેલો શોક-સાગર બધી માઝા મૂકી જોશથી ગર્જવા–ઘુઘવવા લાગ્યો–તેની આંખમાંથી શ્રાવણ ને ભાદરવો વરસવા લાગ્યો. પંદરેક મિનિટ સુધી પગ પર માથું મૂકી તેણે ઘણા દિવસના શ્રમ અને પરિતાપને અશ્રુ માર્ગે વહેવા દઇ શાંતિ શોધી.

દરમ્યાન બ્હાર લોકોની ભીડ ખુબ જામી અને રૂદનનો કોલાહલ ઘણો જ વધ્યો. એટલે તેને એકદમ પોતાની નબળાઈ પર તિરસ્કાર આવ્યો. તેને પોતાની સ્થિતિ અને ધર્મનું ભાન થયું, આંસુ સુકાઇ ગયાં અને તે ઘરના વડીલ સાથે જરા વાત કરી પોતાને ઉતારે જવા નીકળી. લોકોએ તરત એને પીછાની, અને સૌએ નમીને માર્ગ આપ્યો. હું પણ તેની પાછળ ધર્મશાળામાં ગયો. એટલે ત્યાં તેણે ફરીથી વધારે શાંત ચિત્તે કોકિલની ખબર સાંભળી. પછી પટેલ વિષે અને થોડી હકીકત કહીને તે સ્નાન કરવા ગઈ.

મેં બારીએથી જોયું તો પટેલને ઘેર તેના નાતીલા ભેગા થયા હતા, તેમ અમારી ધર્મશાળાના મેદાન આગળથી સ્મશાનનો માર્ગ હતો ત્યાં પણ ગામની સર્વે વર્ણની મોટી મેદની જામતી હતી. કોઇ જુવાનો તો કંઈ

કૌતુક નિહાળવાનું હોય તેમ પાસેના ઝાડ ઉપર ચડયા હતા. મેદનીમાં પુરૂષોની પાછળ પાછળ સ્ત્રીઓ પણ ભેગી થતી હતી. તેમાંથી કોઇ ખુબ જુસ્સાથી ચર્ચા કરતા હતા, તો કોઇ નરમ પડી આંસુ સારતા હતા, અને કોઇ ડહાપણથી ડાહી વાત કરતા હતા. સૌના ચ્હેરા પર ચિંતા અને વિષાદની રેખા સ્પષ્ટ હતી. મેં પછીથી સાંભળ્યું કે ગામમાં પહેલાં ભલભલા ગુજરી ગયેલા ત્યારે પણ આખું ગામ અને અઢારે વર્ણ સ્મશાનવાટે કોઇ દિવસ ભેગું થયેલું નહીં. આ પહેલી જ વાર એકીસાથે સૌ આંસુ સારવામાં સામેલ થયા. સૌનાં દિલ એક જ શોકથી ઘવાઇને એકરસ થયાં.

થોડી વારે સરસ્વતી શુભ્ર વસન પહેરી, પૂજા-ધ્યાન કરી બ્હાર આવી, ત્યારે તેના સુકાયેલા ચ્હેરા પર કંઇ ઓર તેજ પ્રકાશતું દેખાયું. જાણે તેણે પોતાના તેમજ દુનિયાના શોકનો–જીવન અને મરણનો–બધો ભાર જગત્કર્તાને ચરણે અર્પણ કરી દીધો હોય–તેના સાક્ષાત્ સંબંધ અને પ્રત્યક્ષ પ્રેરણાથી તેણે નવું ચૈતન્ય અને નવો પેગામ મેળવ્યાં હોય, એમ મને લાગ્યું.

અમે નીચે ઉતર્યાં અને ધર્મશાળાના ઉંચા ઓટલા પર લોકોએ તરત જગ્યા કરી આપી ત્યાં બેઠાં. તરત જ શોર-બકોર વધી ગયો અને સ્મશાનસંઘ જોતજોતામાં આવી પહોંચ્યો. તેની પાછળ પટેલનું શબ દેખાયું, અને પછી જરા દૂર સ્ત્રીવૃંદ દેખાયું.

"રામકો ભય રાખ" ના કાન ચીરી નાંખે એવા અવાજથી આખું ચોગાન ગાજી રહ્યું.

ગામલોકોની ઠઠથી પટેલોની ગતિ રોકાઈ. લોકોએ ચારે બાજુએથી શબ ઉપર ફુલનો વરસાદ વરસાવ્યો. કોઇ કોઇએ પટેલની જય બોલાવી. કોઇએ સુખીને-પોલીસને મોટે સાદે ગાળ દીધી, અને ચોપાસથી સ્ત્રીઓનો રૂદન-

સ્વર તો સંભળાતો જ હતો. સરસ્વતીથી શોક અને ક્રોધનો, અભિનંદન અને આર્તસ્વરનો શંભુમેળો ન સહેવાયો. તેણે પ્રસંગને ઉચિત બે શબ્દ મેદનીને ઉદ્દેશવાની પટેલોની પરવાનગી માગી.

"તમારે તો કંઈ બોલવુંજ જોઇએ. તમે નહીં કહો તો દિલાસો કે સલાહ બીજું કોણ આપશે ?"

સરસ્વતીએ તરત જ નિશ્ચય કરી નાંખ્યો. તે ઉભી થઈ. આટલા મોટા સમૂહ આગળ આ પહેલી જ વાર બોલવાના પ્રસંગથી તેના પગ ધ્રુજતા હતા.

થોડીવારમાં એક બીજાની સૂચનાથી ઘણાએ તેને પીછાની. ચારે બાજુએ બૂમ ઉઠી: "સરસ્વતી બ્હેન ભાષણ કરે છે, શાંત થાઓ, શાંત થાઓ." સૌ સ્વર અને રૂદન વીજળીને વેગે શમી ગયાં. સૌની નજર સરસ્વતી પર સ્થિર થઈ એટલે તેણે શરૂ કર્યું.

"સતીઆપુરનાં ભાઈબ્હેનો, હું અહીંઆં કંઇ ભાષણ કરવા નથી આવી. પટેલના શબને છેલ્લા પ્રણામ કરવા– તેમના અમર આત્માને શાંતિ ઇચ્છવા જ હું આવી છું. પણ અહીંઆ સૌની લાગણી જોઇને આજના અપૂર્વ પ્રસંગે બે શબ્દ બોલ્યા વિના હું રહી શકતી નથી.

"પહેલું તો મને એ પૂછવાનું મન થાય છે કે તમે સૌ કોને માટે રૂઓ છો? શા સારૂ આટલું બધું આક્રંદ કરો છો? પટેલ તો કંઇ સાંભળવાના નથી, આપણે એક બીજાને તો કંઇ દેખાડવાનું હોય નહીં, અને પરમેશ્વર આપણા બધાના અંતરનો નાદ વગર બોલ્યે સાંભળે છે. ઉલટું આપણા આવા કલબલાટથી પટેલના પરાક્રમને ઝાંખપ લાગે. માટે મહેરબાની કરીને રોકાય તો સૌ આંસુને પણ રોકો, અને તેમ ન થાય તો રૂદનના સૂર અને કારમી ચીસો તો હવે બંધ કરજો.

"અને શું તમે પટેલની દયા ખાઈને કલ્પાંત કરો છો? એ વીર પુરૂષને મરણુતોલ માર પડયો ત્યારે એણે એક ચીસ સરખી પણ નથી પાડી અને પથારી આગળના મારા છેવટ સુધીના અનુભવથી હું કહી શકું છું કે એને એના કામને માટે એક ક્ષણુ પણ પસ્તાવો નથી થયો. પટેલ પોતાની જ નહીં પણ આખા ગામની—પટેલની તેમ વાણી-યાની, વસવાયાની તેમ ઢેડભંગીની વેઠ ઉતારવા તે સામે થયા હતા. તેથી તેમના દિલમાં ઠંડક હતી. નહોતી તેમને પ્રાણુની ચિંતા કે નહોતો પરલોકનો ભય. મારો અંતર્યામી આત્મા સાક્ષી પૂરે છે કે પટેલ સ્વર્ગે જ સંચર્યા છે. તેમનો શોક કરવામાં તેમનું અપમાન છે, આપણી હિણુપત છે; માટે તેમના ગુણ ગાઓ—કવિ હોય તે તેમના પરાક્રમની કવિતા બનાવો. છોકરાઓ, તે ગીતથી શેરીએ શેરી અને ઘેરઘેર ગજવી મુકો. પટેલને નિમિત્તે પુણ્યદાન કરી કે મંદિર સદા-વ્રત સ્થાપી તેમનું નામ અમર કરો. તમારા પૂર્વજોની માફક સીમાડે પટેલનો પાળીઓ રોપીને તમારા વંશજોને તેના અપૂર્વ પરાક્રમ અને બલિદાનનો પેગામ પહોંચાડો. તેથી કોઈક દિવસ આ ગામને ગાળામાંથી વેઠનું નામનિશાન નાબુદ થશે ત્યારે તે માટે પહેલું જીવિતદાન આપનાર પટે-લને—તેમના પાળીઆને—લોકો દેવ તરીકે પૂજશે, તેમની જયન્તી ઉજવશે, અને આપણી ગરવી ગુજરાતના ઇતિહા-સમાં તેમનું નામ અમર તપશે.

"આવા પવિત્ર પ્રસંગે કોઈ લોકો સુખી મતદારોને, પોલીસને અને સરકારને ગાળો પોકારે છે એ સાંભળીને પણ મને દુઃખ થાય છે. મરનારે જેમને ગાળો દીધા નથી તેમને ગાળ આપનાર આપણે કોણ? જેણે પાપ કર્યું હશે તેનું દિલ તેને ડંખ દેશે, પરમેશ્વર તેને ઇન્સાફ આપશે. પણ આપણે તો એટલી જ પ્રાર્થના કરવી જોઇએ કે તે પરમ દયાળુ પાપીના પર પણ નિગાહ રાખે અને ભવિ-ષ્યમાં તેને પણ સદ્બુદ્ધિ આપે.

" કોઈ મને કદાચ કહેશે કે વ્યવહારનો માર્ગ આવો નથી. 'થાય તેવા થઇએ તો જ ગામ વચ્ચે રહીએ.' પણ હું તો ખાત્રી આપું છું કે જેમ આ સાચી નીતિ નથી, તેમ તે સાચો વ્યવહાર પણ નથી. હવે ગઈ ગુજરી વિસરી જઈ મુખી મતદારો સાથે તમે મીઠાશથી વર્તશો તો જુજ વખતમાં તેઓ પણ તમારી માફક પટેલને પૂજશે-તેઓ જ સરકારના અમલદાર મટી તમારા વકીલ થશે અને વેઠ નાબુદ કરવામાં તમને પૂરી મદદ આપશે. આજ તમારો સાચો, સીધો ધર્મ, અને આજ તમારી પટેલના પુણ્ય આત્મા પ્રત્યે પવિત્ર પુષ્પાંજલિ.

" આ કળિ કાળમાં મરીને જીવવામાં-સહન કરીને પણ શત્રુને જીતવામાં પટેલે પહેલ કરી છે. સતીઆપુરની શૂરી પ્રજા એ સત્યને ઝીલી લે અને દશે દિશામાં તેનો દિગ્વિજય કરે એવી મારી પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના છે. "

આ છેલ્લા શબ્દો સૌને કોઇ દેવદૂતની આકાશવાણી જેવા લાગ્યા. સરસ્વતીના વદનકમલ પર પયગંબરની પ્રભા ઝળકી રહી. પછી તેણે સ્મશાનવાટ તરફ આંગળી ચીંધી કહ્યું:

" હવે જેને પટેલને માટે ભાવ હોય તે સૌ ચિતાનું દર્શન કરી દિલ ઠારવાને શાંતિથી રામ નામ જપતા શબની પાછળ જાઓ, તેમના દેહની ભસ્મમાંથી કંઇક વૈરાગ્ય પામો, અને તેમના આત્માનું તેજ કંઇક તમારા અંતરમાં ઉતારો. "

સરસ્વતી બેસી ગઇ એટલે પહેલી તો પટેલની અને સરસ્વતી દેવીની જય ઘણી વાર સુધી બોલાઈ અને પછી સૂચના મુજબ બધો કોલાહલ શમી ગયો. સૌ સ્ત્રીઓ અને ઘણા પુરૂષો સરસ્વતીના ગુણ ગાતાં ઘર તરફ પાછાં વળ્યા,

અને આશરે બસોક પુરૂષો સ્મશાનયાત્રામાં પટેલના શબને છેલ્લા સંસ્કાર કરવા પંથે પડયા.

૬

બપોરે આરામ લઈ અમે બંને સાંજે રામપુર આવ્યાં. બંગલામાં ખબર કાઢતાં માલમ પડયું કે કોકિલનો ખાટલો તો તેની સૂચના મુજબ આંબાવાડીઆની પર્ણકુટિમાં લઇ જવામાં આવ્યો હતો. અમે તરતજ ત્યાં ગયાં.

"કેમ કોકિલ! અહીંઆ આવવાની તને કોણે રજા આપી?"

"દાકતરે જ, બીજું કોણ આપે?"

"આમ જંગલમાં આવ્યા વના નહોતું ચાલતું?"

"આ તાપના દિવસમાં તો બંગલા કરતાં આંબાવાડીઆમાં વધારે ઠંડક છે. તમે આજે અહીંઆ સૂશો તો તમને પણ ખબર પડશે."

"તેમાં મારો કંઇ છુટકો છે? તારી પથારીથી દૂર મારાથી કંઇ રહેવાશે?"

"પણ બીજું કંઇક કહું?"

"શું?"

"હવે બંદા કોઈ દિવસ બંગલામાં રહેવા જવાના જ નથી. બારે માસ અહીંઆ જ."

"તું કંઇ દિવાનો થયો છે કે?"

"તમારા જેટલો નહીં," કોકિલ જરા હસીને બોલ્યો. "પણ કહો, બારે કાશીભાઈના બંગલામાં તે ક્યાં સુધી રહેવું છે?"

"તારી વાત તો ખરી છે. અને આપણો પગ પણ હવે અહીંઆ બંધાઇ ગયો છે."

"એટલે મેં તો આંબાવાડીઆનો આ ભાગ વેચાતો લેવાની વાત પણ શરૂ કરી છે. અને પેલી લીંટીઓ દેખાય છે ત્યાં આપણી મઢુલી બનવાની."

સરસ્વતીને આ યોજના તો બહુજ ગમી, એટલે તે વિચારમાં પડી. પછી તેણે સતીઆપુરની બધી વાત કરી. પછી, સરસ્વતીને ઘણી રાતના ઉજાગરા થયેલા હોવાથી રાત્રે સૌ વહેલાં સૂઈ ગયાં.

બીજે દિવસે સાંજે હું રજા લેવા તૈયાર થયો. પર્ણકૂટિની બ્હાર એક મોટા આંબાની છાયા નીચે બીછાવેલા ખાટલામાં કોકિલ સૂતો હતો. તેની પાછળ એક ખુરસી પર બેસી સરસ્વતી તેના માથા પર હાથ ફેરવતી હતી. હું સામે આરામખુરશી પર બેઠો હતો. કેટલાક છોકરાઓ ચોપાસ ઉભા હતા, અને કેટલાક વ્યાયામશાળામાં કસરત કરતા હતા. સૂર્ય ભગવાનના સોનેરી કિરણ વૃક્ષાવલિને વીંધીને આ વનભૂમિ ઉપર કંઇક ઓર ભાત પાડતા હતા.

"રહી જાઓ કુમારભાઇ, હું સારો થઇશ એટલે તેમને આજુબાજુ બધે ફેરવીશ." કોકિલે આગ્રહ કર્યો.

"શું કરૂં, હવે થોડા દિવસમાં નગર છોડી મુંબઇ જવાનુ છે, નહીં તો જરૂર રહી જાત."

"ત્યારે કહો, ફરી પાછા ક્યારે આવશો ?"

"દશબાર મહિનામાં તો જરૂર આવીશ. હવે કંઇ રામપુરની યાત્રા કર્યા વગર ચાલે એમ છે ?"

"ત્યારે તમે અમારી નવી મઢુલીમાં આવવાના ને !" કોકિલનું વદન આનંદોત્સાહથી ઝળકી ઉઠયું.

"આજે સવારે હું આ જગ્યાનું તો નક્કી કરી આવી તે તમને ખબર છે? કોકિલ મને દોરે તેમ મારે દોરાવું જ પડે." સરસ્વતીએ રામપુરમાં કાયમનું થાણું નાંખવાના શુભ સમાચાર આપ્યા.

"કેવાં પક્કાં છો? મારા જેવા પંતુજીને અહીંઆ ખેંચી લાવ્યાં તે તો કહેતાં જ નથી!" કોકિલે સામે ટહુકો કર્યો.

"પણ તેમાં યે ગણેશ તો તેં જ મંડાવ્યા ને!"

કોકિલ ઓચીંતો ગંભીર થઈ બોલ્યો.

"કુમારભાઇ! તમે કયાં નથી જાણતા? આજે હું જીવતો જાગતો છું અને કંઇ સારૂં કામ કરૂં છું તે બધા આ દેવીના જ પ્રતાપ!"

"હવે બસ કર કોકિલ, મેં બહુ જ કર્યું. પછી કંઇ?"

"તમે તે દિવસે મારી વાત કરી છે તે ભૂલી ગયાં કે? તો આજે મારો વારો આવ્યો છે."

આવો કેટલોક વિનોદ થયા પછી હું ઉભો થયો:

"હું રજા લઉં છું, બ્હેન! તમને મળવા પાછો વહેલો આવીશ." પછી મેં કોકિલ સાથે હાથ મીલાવ્યો. તે તેણે બહુ જ હોંસથી દાબ્યો.

"આવજો, આવજો" ના અવાજ વચ્ચે હું નીકળ્યો. સરસ્વતી દરવાજા આગળ આવી. તેની પાછળ જરા દૂર કોકિલ પથારીમાં બેઠેલો છેલ્લો દેખાયો. સમી સાંજની શાંતિમાં વનદેવી સમી શોભતી તે રામપુરની—સમગ્ર ગ્રામમંડળની વિધાત્રીને તેમજ તેના પ્રકાશથી દીપતા એ સુંદર યુવકરત્નને નમ્ર ભાવે નમસ્કાર કરી હું મારે પંથે પડયો.

# વિમલાની વિશુદ્ધિ

કોઈ કોઈ સ્ત્રીરત્નોના પરિચયથી મારા ઉપર જે સંસ્કાર પડતા ગયા તે સંસારના અનુભવથી વધારે દૃઢ અને સ્પષ્ટ થતા ગયા. તેથી સ્ત્રીત્વની આર્યભાવના માટે મારો આદર વધતો ગયો, તેમ પરદેશી ઢબે સુધરેલી ગણાતી સ્ત્રીઓ માટે મારા દિલમાં પહેલેથી જ ઉંડો વિરોધ ઘડા[illegible] હતો તે પણ જામતો ગયો.

પ્રોફેસર પ્રસન્નકુમારની કુમારીઓમાં મેં કંઇક નવી કળાઓ ખીલતી જોઈ હતી. પણ તે તો હજી કોમળ બાલિકાઓ જ હતી અને નગરના પ્રશાંત વાતાવરણમાં ઝુકતી હોવાથી છેક "સુધરેલી" પણ ન હતી. તેથી જો વિમળાના પરિચયનો અમૂલ્ય અવસર મને ન મળ્યો હોત તો મારા સ્ત્રીપૂજનમાં ગંભીર ન્યૂનતા રહી જાત.

હું નગરથી પાછો મુંબાઇ આવ્યો તે પછી, પોલીસ કોર્ટને બદલે સ્મોલ કોઝ કોર્ટમાં વકીલાત કરવાનું નક્કી કર્યું. મેં કોર્ટના મકાનની પાસે ઓફીસ ખોળવા માંડી ત્યારે મને ખબર પડી કે શ્રી. નવલકિશોર નામના અર્ધશ્રીમંત અને પ્રસિદ્ધ વકીલની પાસે એક ફાજલ ઓરડી છે, તે થોડા વખત મારી અગવડ ટાળવા સારૂ કદાચ ભલમનસાઇથી મને જુજ ભાડે મળી શકશે. એટલે હું એક મધ્યસ્થ મિત્રને લઇ શ્રી. નવલકિશોરને મળ્યો. તેમને સૌ

નવલભાઇ કહેતા. તેમની સાથે જરા વાત કરતાં માલુમ પડયું કે અમે મુંબાઈની જુદી જુદી કૉલેજોમાં ભણેલા હોવા છતાં ઇન્ટર કૉલેજીએટ યુનીઅનમાં એક બે વાર મળેલા, એક બે વાર એક બાજુની ચર્ચા સાંભળેલી, વળી 'લૉ કલાસ'માં બે વરસ સાથે ભણેલા તે વખતે પણ સાહેબ સલામનો કંઇક વહેવાર થયેલો. તેમણે મને ઘણી જ ખુશીથી ઓફીસ માટે જરૂરી સગવડ કરી આપી અને થોડા જ વખતમાં અમારો સંબંધ ઘણો ગાઢ થયો.

આમ હું તેમના અને પછીથી તરત જ તેમના કુટુંબના પરિચયમાં આવ્યો ત્યારે તે ચોપાટીથી વાલકેશ્વર ચડવાના ઢોળાવ પર, પોતાની જ માલીકીના એક નાના સુઘડ બંગલામાં રહેતા હતા. તેમના પિતા વેપારમાં ઘણું ધન કમાઇ તેમની યુવાવસ્થામાં જ ગુજરી ગયેલા, તે પછી બેએક વરસે તેમનાં માતા પણ પરવારેલાં; એટલે તે એક કુમારી બ્હેન વિમલા, એક વિધવા બ્હેન, બે નાનાભાઇઓ અને પોતાના કુટુંબ સાથે રહેતા હતા. તેમની વૃત્તિ મૂળથી જ વેપાર તરફ ન હોવાથી તેનો વહીવટ તેમણે નાના ભાઇઓને જ સોંપી દીધો હતો અને પોતે દસ વરસના એકાગ્ર પ્રયાસથી કૉર્ટમાં જ ચોકતો ધંધો જમાવ્યો હતો.

વિમળાની કથા જરા વિચિત્ર અને કંઇક કંઇક કરૂણાજનક હતી. તે નાની હતી ત્યારે તેના જુના વિચારના પિતાએ તેવાજ સંસ્કાર-સ્થિતિના એક યુવક સાથે તેનો વિવાહ કર્યો હતો. નાના ભાઇઓની સામે થઇને, નવલકિશોરે જ વિમળાને ઇંગ્રેજી કેળવણી આપવાની આખી બાતમાં પહેલ કરી. તે તેર ચૌદ વરસની થઇ ત્યારે તેના સાસરીયાંએ લગ્નની ઉતાવળ કરવા માંડી, કારણ કે તેટલામાં તો તેનો વિવાહિત પતિ મેટ્રીકમાં નાપાસ થઈ બાપના ધંધામાં જોડાયો હતો. પણ નવલકિશોરે તો એ વાત જ હસી કાઢી, અને વિમલા બી. એ. થાય તે પછી જ તેને

પરણાવવાની મરજી બતાવી. આવી બેહુદી દેખાતી વાતથી વેવાઇએ વિવાહ તોડવા સુધીની ધમકી આપી તે પણ નવલકિશોર ઠંડે પેટે પી ગયા.

પિતાના મરણ પછી નવલકિશોર, ઘરમાં કે બ્હાર, ખાવાપીવામાં ન્યાતજાતનો કે ધર્મ રૂઢિનો કંઇ ભેદભાવ રાખતા નહીં; ઉઘાડે છોગ પોતાની માનીતી બ્હેનની સાથે જાહેર સભાઓમાં, પાર્ટીઓમાં અને નાટકશાળાઓમાં પણ જતા, અને મોટે ભાગે વટલાઇ ગયેલા અને પર ન્યાતીલા દોસ્તો સાથે જ સંબંધ રાખતા. વિમળા પોતાની ઇંગ્રેજી નિશાળમાં ઇંગ્રેજી રમતો ખુબ ખેલતી અને કોઈ વાર દોડતી કુદતી, તેમ રજાઓમાં તે ટેકરી પર હવા ખાવા જતી ત્યારે તો ઘોડા પર બેસતી અને પુરૂષો સાથે ટેનીસ વગેરે રમતો રમતી. એ બધું સાંભળીને તેનાં સાસરીયાંનું દિલ ઘણું ચચરેલું. છેવટે સોળ વરસે વિમળા મેટ્રીકની પરીક્ષામાં પાસ થઇ ત્યારે પણ નવલકિશોર અડગ રહ્યા, એટલે વિમળાની વિવાહની ગાંઠ તુટી અને તે સ્વનિર્મિત માર્ગે સંસારયાત્રા કરવાને સ્વતંત્ર થઇ.

આથી ન્યાતજાતમાં સાધારણ રીતે સુધારાવાળા પર ઘણી જ કડવી ટીકા થઇ. તેથી નવલકિશોર તો પોતાના રૂઢિના વિરોધમાં વધારે મક્કમ થયા. પણ વિમળાના કોમળ દિલ પર તેની ઘણી જ ઉંડી અસર થઇ. જોકે તે સમજણી થઇ ત્યારથી આ વિવાહ તેને તો સાલતો હતો; એટલે તે તુટયો ત્યારે તો પોતે ધુસરીમાંથી છુટી હોય એમ એને લાગ્યું, પણ એ સંબંધમાં ન્યાતજાતમાં અને તેના ઘરમાં પણ કેટલાક ચર્ચા કરતા તેથી તેના હૃદયનાં મીઠાં નીરમાં ઝેર ભળ્યું. એ ચર્ચા તેને અંગત અપમાન જેવી લાગી. તે દુઃખ તો તે થોડા વખતમાં ગળી ગઇ. પણ તેથી જુના વિચારની અને ખાસ કરીને પુરૂષજાતિની તો તે જાણે કાયમની કટ્ટી દુશ્મન બની. જાણે પુરૂષોએ સ્ત્રીઓ અને બાળકોને પોતાના પંજામાં

ફસાવવા, તેમની પાસે ગુલામની માફક વૈતરૂં કરાવવા, તેમને રીબાવવા અને હબાવવાને જ સમગ્ર સંસારની રચના કરી હોય એમ તેની આંખે ભાસવા લાગ્યું. પુરૂષોના સ્નેહમાં તે કેવળ વિષયવાસના જોતી; તેમની ખુશામતમાં તેને કેવલ પ્રપંચજાળ દેખાતી; તેમના રૂડા કામમાં પણ કંઈક છુપો ભેદ જ તેની આંખ આગળ તરતો. આમ પુરૂષજાત સામે તેના અંતરમાં તિરસ્કાર જ જામતો ગયો.

જેવા તેના વિચાર તેવું તેનું વર્તન થયું. ૧૯ વરસે માથાનો કંઇક વ્યાધિ થવાથી તેણે બી. એ. નો અભ્યાસ છોડી દીધો ને મનની મોજ પ્રમાણે વાંચવા-વિહરવા માંડયું. ત્યારથી તો તેણે ઘરમાં તેમજ બહાર કંઇક ઓરજ ભાગ ભજવવા માંડયો. જે વિદ્વાન અને ચતુર મિત્રો નવલકિશોરના દિવાનખાનામાં ભેગા થતા, તેમને સ્વાગત આપવાનું અને બોલાવવાનું કામ વિમળા જ કરતી. વાત કરનાર જે વિષયમાં એક્કો હોય તેને નીરસ ઠરાવી વિમળા વહેતો મૂકતી અને જે વિષય તે ન જાણતો હોય તેમાં ઉપરાઉપરી ખુબ સવાલો પૂછી તેને ગુંચવી નાંખતી. પછી તરત તે બીજાની તરફ ફરીને તેની સાથે સામાન્ય વિષયની ચર્ચા શરૂ કરતી, તેમાં કંઇક નજીવા અજ્ઞાન કે ભૂલનો લાભ લઈ તેને હસી કાઢતી, તેનાથી અવળો જ પક્ષ લેતી, તેના પક્ષના પુરાવા માગતી અને તે જરા પણ નરમ પડે એટલે ત્રીજાની સાથે જીભા-જોડી શરૂ કરતી. તે બધાની પાસે વિવિધ વિષયો પર ચોપડીઓ અને તેની યાદીઓ માગતી. અને તેમાંથી નજરમાં આવે તેમ પુસ્તકો ઉપર ઉપરથી જોઇ જતી. ખાસ કરીને સ્ત્રીઓના પક્ષનું સાહિત્ય અને નવી ઢબનાં નાટકોમાં તેને બહુ રસ પડતો અને તે બહુ ધ્યાનથી વાંચતી. આવું આવું વાંચવાને કોઇને તેના જેટલી નવરાશ હોય નહીં, તેથી સૌને હમેશાં જુના અને પછાત વિચારના ઠરાવી તોડી પાડ-વામાં તેને ખુબ મજા પડતી.

હું જ્યારે તેના પરિચયમાં આવ્યો ત્યારે તેની ઉમ્મર ૨૪ વરસની હતી. તે ઘાટે ઉંચી, એકવડી અને ગૌરવર્ણી હતી. તેનો ચ્હેરો ભરેલો ન્હોતો, તેમ છેક સુક્કો પણ ન હોતો. સૂક્ષ્મ નિરીક્ષકને તેની ઉંડી અને ચમકતી આંખોમાં વિષાદની ઘેરી છાયા દેખાતી. પણ સાધારણ રીતે તો તેમાં સખ્ત અને તીક્ષ્ણ બુદ્ધિનું અસ્થિર તેજ જ જણાતું. તે હસતી ત્યારે તેની આંખોનું તાન, તેના અંગનો મરોડ અને તેના સ્વચ્છ મોતી જેવા દાંત ક્ષણભર અત્યંત સુંદર અને આકર્ષક લાગતા હતા તેમાં સ્નેહની કોમળતા ન દેખાતી, પણ તિરસ્કારનો ટહુકો અથવા માર્મિક મશ્કરી જ તેમાં તરવરતાં.

વિમળાનું આવું કૃત્રિમ વર્તન જોઇને થોડા દિવસ સુધી તો હું તેનાથી દૂર જ રહ્યો. પણ જ્યારે મેં તેને સૌ સ્ત્રીઓ સાથે મીઠાશથી મળી જતી જોઇ અને બાળકો સાથે પરમ વાત્સલ્યથી ખેલતી જોઇ, તેને નવલભાઇ સામે સરલભાવે ગરીબ ગાય જેવી બનતી નિરખી અને તેની પૂરી કથા જાણી ત્યારે મેં તેની સાથે પરિચય શરૂ કર્યો અને સમભાવથી તેની સાથે મળવા લાગ્યો. મેં તેના મનની વધારે સૂક્ષ્મ મીમાંસા કરવા માંડી.

## ૨૬

એક રવિવારને દિવસે હું નવલકિશોરને બંગલે ગયો ત્યારે કંપાઉંડમાં એક બાજુએ રચેલા લતામંડપમાંથી કલકિલાટ સાંભળ્યો. હું જરા જોવા તે તરફ ગયો. ત્યાં તો વિમલા બધાં છોકરાંઓને ખુબ લડાવતી, દોડાવતી, ગબડાવતી, ગેલ કરતી હતી. રમતના આનંદ અને ઉશ્કેરણીથી તેના હંમેશાં કંઇક ફીક્કા દેખાતા ચ્હેરા ઉપર ખુબ લાલાશ તરી આવી હતી. ને બંને બાજુએથી તેના છુટા વાળ બ્હાર ધસી આવતા હતા, તેથી ઘેરાં વાદળામાંથી ઉગતા સૂર્ય-

બિંબ જેવું તેનું વદનકમળ સુશોભિત લાગતું હતું મને જોઇને પ્રથમ તે સહજ શરમાઇ ગઇ, પણ પછી હસી પડી. તેણે તેના વાળ સમાર્યા અને મારી સાથે બ્હાર નીકળી.

"એ તો અમારી રવિવારની મજા ચાલતી હતી. દીવાનખાનામાં રસિકલાલ નવલભાઈ સાથે બેઠા છે. હું પણ ચ્હા કરાવીને આવું છું."

આમ કહેતી વિમલા અંદરના ખંડમાં ચાલી ગઈ, અને હું દીવાનખાનામાં ગયો. ત્યાં એક સ્પ્રીંગ કોચ પર નવલકિશોર અને રસિકલાલ કંઇક વાત કરતા બેઠા હતા. હું નવલકિશોરની પાસે એક સાદી ખુરશી ખેંચીને બેઠો.

રસિકલાલ નવલકિશોરની જ ન્યાતના તેમના બાલમિત્ર હતા. તેમને પણ નવલકિશોરના પિતાએ જ વેપારમાં ચઢાવેલા; એટલે સૌની સાથે તેમનું મન મળી ગયેલું અને આ કુટુંબ સાથે તો તે ઘણો જ નિકટ સંબંધ રાખતા. તેમની પ્રકૃતિ શાંત અને કંઇક રસિક હતી. તેઓ ચોખ્ખી રીતે જુના વિચારના હતા, પણ તો યે ઘણા ચતુર અને સમજદાર હોવાથી, જે રહેણીકરણી ન ગમતી તેના પણ ગુણ તો તે પારખી શકતા અને પ્રસંગે તેમાં થોડા ભળી પણ શકતા.

મેં મારી ખુરશીમાં ગોઠવાઇ પાસે ટીપાઇ પર પડેલું છાપું વાંચવા માંડયું. તેવામાં તો વિમળા આવીને મારી પાસે જ પડેલી મોટી સ્પ્રીંગની ખુરશી પર બેઠી. સાથે જ ઘાટી ચ્હાનો સામાન અને ખાવાનું લઇને આવ્યો. તે વિમળાની સામે મોટી ટીપાઇ પર ગોઠવાયું. એટલે, તેણે ચ્હાના પ્યાલા ભરવા માંડયા. તેટલામાં પ્રો. પ્રેમશંકર દીવાનખાનામાં દાખલ થયા.

પ્રો. પ્રેમશંકર નવલકિશોરથી જુદી જ્ઞાતિના તેમના કૉલેજ–મિત્ર હતા. હાલ તે તે જ કૉલેજમાં ઇંગ્રેજી અને ગુજરાતી સાહિત્ય શીખવતા હતા. તેમની વય ૩૨

વરસની દેખાતી અને તે પોતે પોતાને ઘણા જ જુવાન –"સ્માર્ટ" માનતા; પણ સૌને તે વયના પ્રમાણમાં શરીરે જરા ડહળી ગએલા, વિચારમાં વધારે પાકી ગએલા, ને રીતભાતમાં જરા અતિશય ચીકણા અને ટાપટીપીઆ લાગતા. તેમના વિચાર પણ ખરૂં જોતાં જુના જમાના જ હતા, પણ તેને જરા ઉપર ઉપરથી ગીલીટ લગાડેલો હોવાથી તે જુના અને નવા પ્રવાહની વચ્ચે બહુ જ સમતોલ રહેવાનો દાવો કરતા. તેમનાં પહેલાં પત્ની વરસેક પર ગુજરી ગયાં હતાં, અને બની શકે ત્યાં સુધી પોતાની જ ન્યાતની કોઇ સંસ્કારી અને સુશિક્ષિત કન્યાની શોધમાં હતા. વિમળા જેવી છેક 'સુધરેલી' કુમારી પાછળ કવચિત તે મોહિત થતા તો કવચિત તેનાથી ગભરાતા તેમની કલ્પના કેટલીક વાર તો વિમળા ઉપર ઠરતી પણ ખરી; છતાં હિમ્મતને અભાવે દૂરથી અતિ આદરથી અને વ્હીલા હાસ્યથી જ તે તેને વધાવતા.

વળી આજે પણ વિમળાએ બાજુના જ કોચ પર બેસવા આગ્રહ કર્યો, પણ પ્રોફેસર તો હંમેશ મુજબ તેની સામે જરા દૂર પડેલી ખુરશી પર જ બેઠા.

"કેમ પ્રોફેસર, આજનું છાપું વાંચીને તો તમને ઘણો જ આઘાત પહોંચ્યો હશે." વિમલાએ તેમને ચ્હા આપતાં કહ્યું.

"શું કંઇ ખાસ છે ? મેં આજે નથી વાંચ્યું." પ્રેમશંકરે જરા ઝબકીને જવાબ વાળ્યો.

મેં છાપામાં નીશાની કરેલો ભાગ તેમને બતાવ્યો. એક નવા હિંદુ બેરીસ્ટરે વિલાયતમાં એક ઇંગ્રેજ કુમારી સાથે લગ્ન કર્યાની વાત તેમાં લખી હતી.

તે વાંચતાં તેમના કપાળ પર કરચલી વળતી ગઈ. તેટલામાં ડાકટર કાપડીઆ આવ્યા ને વિમળાની બાજુમાં કોચ પર બેઠા.

ડાકટર કાપડીઆ થોડા જ માહના પર વિલાયતથી ડાકટરીની ઘણી ઉંચી પદવીઓ મેળવી આવેલા થતા જ ડાકટર હતા. નવલકિશોરે તેમને કંઇક કામ પ્રસંગે એક બે વાર બોલાવેલા તે ઉપરથી તેમનો આ કુટુમ્બ સાથેનો પરિચય વધ્યો હતો. તે પોતાના કામમાં તો એક્કા હતા—જો કે તે વિષે પોતાને મ્હોંએ જ તે ઘણી ફીસીઆરી મારતા અને મુંબાઇના ભલભલા જુના ડાકટરોને પણ ઉતારી પાડતા તે સૌને સાલતું. ડાકટર હદપાર નવા વિચારના હતા એટલું જ નહીં, પણ જુની ઢબના પ્રસિદ્ધ લેખકો ને વિચારકોને, જંગલી અને મુર્ખ ગણતા. દેખાવમાં તેમજ રહેણી કરણીમાં તે વિલાયતની છેલ્લી ઢબની નકલ કરવા જતા, પણ આ "કમભાગી" દેશમાં તેમ પૂરેપૂરૂં બની શકતું નહીં તેથી જરા દિલગીર રહેતા. તેમને તદ્દન દેશી ચીજ અને ઢબનો ઘણો જ તિરસ્કાર હતો. છતાં તે દેશની સ્થિતિ વિષે હંમેશાં દિલસોજી દેખાડતા, અંગ્રેજોને તીખી ગાળ દેતા અને ભણેલા તેમજ અભણ સૌ લોકોની કમ અક્કલને માટે નિસાસા નાંખતા. વિલાયત જતા પહેલાં કોઇ અભણ છોકરી સાથે તેમનો વિવાહ કરવામાં આવેલો તે ક્યારનો યે તોડી નાંખી, સગાંઓને રૂખસદ આપી, દરીયા કિનારે એક ફ્લેટમાં તે એકલા મહાલતા હતા. નવલકિશોરની ન્યાતના જ હોવાથી તેમ જ તેમનો પરિચય વધારતા હોવાથી તેમની નજર વિમળા પર હશે એમ કેટલાય અનુમાન કરતા.

સાહેબ સલામ પૂરી થઇ એટલે વિમળાએ પાછી પોતાની વાત કાઢી :

"કેમ પ્રોફેસર વાંચ્યું કે ?"

"તેમાં તમને કંઇ બહુ ખુશી થવા જેવું લાગ્યું ?"

"એમ મેં કહ્યું છે ? પણ તમારો ઠાવકો અભિપ્રાય તો આપો.'

" ખરૂં પૂછો તો મને તો એમજ લાગે છે કે આવા જ લોકોથી ખરા સુધારામાં હરકત આવે છે. આપણો સમાજ જ્યારે સોળમી સદીમાં છે ત્યારે આવા લોકો તેને ખેંચવા જાય છે. બાવીસમીમાં બન્નેની વચ્ચે શાણા સમજુ લોકોનો ઘાણ નીકળે છે. "

" એટલે શું દરેક માણસે તમારા સમાજના રજશીઆ આડાને વેગે ચાલવું ? આવી ચાબુકો તો વારંવાર જુના બળદોને વાગવી જ જોઈએ. " ડાકટર તીખે સ્વરે બોલ્યા.

" વાહ ડાકટર ! સમાજ પ્રોફેસરનો ને તમારો નહીં કે ? " વિમળાએ સુકાન ફેરવ્યું. " મને નવાઈ તો એ લાગે છે કે તમારા જેવા બહુ ભણીને સુધરે છે, અને પછી આ જંગલી દેશ વિના તેમને કેમ નહીં ચાલતું હોય ? બેરીસ્ટર પણ મડમને લઇને અહીંઆ આવે છે એમ લખ્યું છે. "

ડાકટરે આ વાત હસી કાઢી અને પછી ખીસામાંથી લાંબી સીગાર કાઢી, સાનમાં વિમળાની પરવાનગી લઇ કોચ પર જરા લાંબા થઇ મ્હોંમાંથી ધુમાડાના ગોટા કાઢવા લાગ્યા.

" અને જ્યાં ધર્મનો આવો ઉંડો અને તાત્વિક ભેદ હોય ત્યાં મન ભલે ક્ષણવાર મોહી જાય પણ અંતર અને જીવનનો ખરો સંયોગ તો ન જ થાય. " પ્રોફેસરે પોતાનો કક્કો ખરો કરતાં જણાવ્યું.

"માફ કરજો, પણ તમે તો ઠેઠ પંતુજી જેવું જ બોલો છો. ધર્મના ભેદની વાત તો તદન જુની લાગે છે. ખરો ધર્મ કોઇ વિચાર કે વિધિમાં નહીં પણ હૃદયમાં જ છે. અને જ્યાં હૃદય મળે ત્યાં ધર્મનો ખરો ભેદ તો રહે જ નહીં. "

"છતાં લોકો આવાં લગ્ન નવાણું ટકા ક્ષણિક મોહથી કરે છે અને પાછળથી બંને પસ્તાય છે." રસિકલાલ ઠરે પેટે બોલ્યા.

"આ પાછી તમારી મોહ અને સ્નેહની–પૂર્વ અને પશ્ચિમની ફિલસુફી આવી." ડાકટર તડુકી ઉઠ્યા. "ત્યાં બધા હેવાન અને અહીંઆ બધાં માણસ. અને છતાં આંધળાને પણ દેખાય એવું છે કે, એ હેવાન કે ગમે તે, પણ તેજ આજે તમને ધુળમાં રગદોળે છે." બોલતાં બોલતાં ડાકટર બરાબર બેઠા થઇ ગયા ને સીગાર વિમળાની પાસેના હાથમાં ભુલથી રહી ગઇ.

"ભાઈસાહેબ ! આ તમારો ધુમાડો નથી ખમાતો." વિમળાએ કહ્યું.

"વેરી સોરી" કહી ડાકટરે સીગાર બીજા હાથમાં ફેરવી.

"ડાકટર ! તમારી અને અમારી વચ્ચે મૂળના સિદ્ધાંતમાં જ મતભેદ છે. અમે ભલે બાયલા અને નબળા હઇશું, છતાં અમે આત્મવાદી અને પશ્ચિમના ગમે તેટલા જબરા તો એ જડવાદી." પ્રોફેસરે જરા જોરથી ઝુકાવ્યું.

"આ વાત તમારી સાચી હશે, માત્ર તમારી ભૂલ એટલીજ કે, તમે આપણી જન્મજીવનની અને લગ્નમરણની બધી રૂઢિઓનો આત્મવાદને નામે જુઠો જ બચાવ કર્યા કરો છો." વિમળા બોલી.

"વાહ ! તમે પણ વિમળા બ્હેન, મને છેક આવો ધારો છો ? અમારી ન્યાતમાં મારે કેટલી યે બાબતમાં ઘરડાની સામે થવું પડે છે ?" પ્રોફેસરે વિમળાની દયા યાચી.

"પ્રોફેસરના બચાવમાં મારે કહેવું જોઈએ કે હમણાં તેમનાં સગામાં કોઇ મરી ગયું ત્યારે ન્યાતીલાઓએ ઘણો

આગ્રહ કર્યો છતાં તેમણે મુછો નહોતી જ લેવડાવી !" નવલકિશોરે સોકટી મારી. સૌ હસી પડયાં.

" આવા જ સુધારાની બડાઇ મારો છો કે ? આ હિસાબે તો તમારે હિન્દુઓમાં જ વર્ણાંતર લગ્ન કરવા માટે સોએક વરસ જોઇશે." વિમળા બોલી ઉઠી.

" અને ધર્માંતર લગ્ન માટે પાંચસો. " ડાકટરે ઉમેર્યું.

પ્રોફેસર જરા ભ્હીલા પડયા.

" ઠીક ભાઇ ! ત્યારે અમે ધીમા. તમારે તો વાલકેશ્વરની ટેકરી પરથી ફેંકવું છે. લોકોને સાથે લઇ સુધારો કરવો હોય તો કેટલી વીસીએ સો થાય છે તેની ખબર પડે. "

" બાકી આવાં લગ્નમાં પુરૂષોના કરતાં કદાચ સ્ત્રીને વધારે સોસવું પડે. ઇંગ્રેજ સ્ત્રી આપણી સમાજમાં ભળી શકે નહીં, અને તેની સમાજ તેને સંઘરે નહીં. " નવલકિશોરે ગંભીરપણે કહ્યું.

"એટલે છેવટે હોળીનું નાળીએર તો બિચારી સ્ત્રીઓ જ ને ? પુરૂષોનું જ રાજ્ય એટલે બીજું શું સંભવે ?" વિમળાએ બીજો જ મુદ્દો ઉઠાવ્યો.

" એટલે તમારી દ્રષ્ટિએ પણ આવો સુધારો તો હાનિકારક જ ઠર્યો ને ?" વિજય માટે આતુર થઇ પ્રોફેસર બોલ્યા.

" નહીં જ. કાળના ઉદયથી સ્ત્રીઓ તો હંમેશાં એક કે બીજી રીતે ચિતામાં હોમાઇ જ છે અને હજી કોણ જાણે કયાં સુધી હોમાશે. તેના દિલના નિસાસાને અને આંખનાં આંસુને વટાવીને જ સૌ પ્રજાઓ આગળ વધી છે. પણ જેમ તેનું દુઃખ મોટું તેમ તેનો યશ પણ ઉજળો છે. અને કોઇક દિવસ સમસ્ત સંસારની ધર્મવિધાત્રીનું–પયગંબરનું સ્થાન

પણ સ્ત્રીઓ જ લેશે. " વિમળાની આંખ અનુપમ તેજથી ચળકી. તે ચાર માણસને નહીં, પણ સામે ઘુઘવતા સાગરને પણ સંભળાવતી હોય એમ બોલી.

આ શબ્દો સાંભળી સૌ જરા નરમ પડયા. એટલામાં કોઇની નજર ઘડીઆળ પર પડી અને પ્રાર્થનાસમાજની સભામાં જવાને સૌ વિખરાયાં.

૩૬

આ વાત થયા પછી બે ત્રણ દિવસે ડાકટર, પ્રોફેસર અને હું, સાંજે દરીયા કિનારે રેતીમાં હવા ખાતા બેઠા હતા, એવામાં નવલકિશોરનો દશ વરસનો છોકરો કોયલ દોડતો દોડતો આવી મને પાછળથી વળગી પડયો. અમે તેને વચમાં બેસાડી થોડી ગંડેરી ખવડાવતા હતા, તેવામાં વિમળા સપાટાબંધ પાસે પહોંચી.

" સાહેબજી, કેમ શું ચાલે છે ? "

" અમે તમારી જ વાત કરતા હતા. " ડાકટરે જરા કૃત્રિમ હસીને કહ્યું.

" વાહ ! બહુ સારો ધંધો. " વિમળા બોલી.

" ખરૂં જોતાં તમારો તો દાખલો આપ્યો હતો. " હું વચમાં પડયો.

" પણ તમે બધા મારી સાથે ચાલવા માંડો તો જ હું વાત કરીશ. "

અમે સૌ વિમળાને વશ થઇ તેની સાથે ચાલવા લાગ્યા. પ્રોફેસરે વાતનો વિષય સમજાવવા માંડયો :

" આપણે ગઇ વખતે લગ્નની ચર્ચા કરી હતી. આજે

કુમાર કહેતા હતા કે લગ્નનું ક્ષેત્ર આપણામાં ટુંકુ જ છે, તેમાં ય સ્ત્રીઓને તો કુંવારા રહેવાની પણ મનાઇ છે. ”

“ છેસ્તો, અમે તો જે રસ્તે જઇએ તે રસ્તે અમારો તો મરો જ છે. ” વિમળાએ ચલાવ્યું.

“ પણ ન્યાયની ખાતર તમારે કબૂલ કરવું જોઇએ કે, પ્રાચીન કાળમાં તો આપણે ત્યાં સ્ત્રીઓ બ્રહ્મચારિણી અને સંન્યાસિની પણ થતી અને સભાઓમાં મોટા પંડિતોને પણ હંફાવતી. ” પ્રોફેસરે બચાવ કર્યો.

“ તેથી જ તમારા મનુ મહારાજે સ્ત્રીજાતિ બાળકથી બુઢ્ઢી થાય ત્યાં સુધી તેને કોઇને કોઇના સાણસામાં જ રાખવાનું લખ્યું હશે ! ” ડાકટરે દલીલ કરી.

“ એ તો સામાન્ય નિયમ છે. તેમાં કુંવારા ન રહેવાની છેવટની મનાઇ નથી.” પ્રોફેસરે રદીયો આપ્યો.

“ ગમે તેમ, પણ કાળ જતાં પ્રજા પડતી ગઇ તેમ નિયમની બેડીઓ બંધાઇ અને અપવાદ ઉડી ગયા. ” મેં કહ્યું.

“ એ ખરૂં. પણ હજીયે આ નિયમ સામાન્ય સ્ત્રીવર્ગને માટે તો યોગ્ય જ છે. ” પ્રોફેસર વિમળા તરફ ગભરાતી આંખે જોઇને બોલ્યા.

“ પ્રોફેસરનું માનવું એવું છે કે, સ્ત્રીઓએ કાંતો પરણવું અગર સાધુ થવું ? તેમને માટે ત્રીજો માર્ગ જ ન હોવો જોઇએ ? ” ડાકટરે પ્રોફેસરને ઉશ્કેર્યા.

“ડાકટર તો આમ અનર્થ જ કરવાના. હું તો એટલું જ કહું છું કે આવો સાધારણ નિયમ છે, તેથી કસોટીમાંથી પાર ઉતરે એવી લાયક સ્ત્રીઓ જ કુંવારી રહી શકે. ”

" પણ પુરૂષો તો દેવ, એટલે તેમને માટે તો કંઇ બંધનની જરૂર હોય જ નહીં ! કેમ ? " ડાકટરે પ્રોફેસરને શિકસ્ત દીધી.

"પણ કુમારીઓ વરમાળા આરોપે તો જ બિચારા પુરૂષો પરણી શકે ને ? એટલે તે કુંવારા રહે તે તો સ્ત્રીઓને જ પાપે ! " હું આકાશ તરફ જોઇ બોલ્યો. સૌનાં મ્હોં જરા મલકાયાં.

"ચાલો, તમારી વાતમાં કંઇ બહુ સાર દેખાતો નથી. ટુંકમાં એટલું જ કે અમે પરણીએ તો ગુલામ થઇએ અને કુંવારા રહીએ તો લોકો કરડી ખાય." વિમળા જરા રોફભેર બોલી.

" વળી તમે સમાજને અન્યાય કરો છો ?" પ્રોફેસરથી ન રહેવાયું. "તમારા જેવી સુશિક્ષિત યુવતી કુંવારી રહે તેમાં કાંઈ સમજુ માણસ ટીકા ન કરે."

" પણ સમાજમાં મોટે ભાગે તો મુર્ખ લોકો જ હોય છે. તેની ટીકા તો શાંતિથી તમારે સહેવી જ પડે." ડાક્ટરે પાછા પ્રોફેસરને હંફાવ્યા.

" હવે એ ટીકા અને તમારી વાત પણ ઘણી સહન કરી. ચાલો કુમારભાઇ, ઘેર આવવું છે કે ? તમારે ઘેર કોઇ વાટ જોનાર નથી." વિમળાએ મને સાથે આવવા આમંત્રણ કર્યું, અને સૌની રજા લીધી.

સૌને સાહેબજી કરી અમે છુટાં પડયાં. વિમળા મોટર ચલાવવા આગળ બેઠી. હું તેની પડખે બેઠો. અને કોયલ અમારી વચમાં બેઠો. મોટર ચાલી.

" આજે મારો આનંદનો દિવસ છે. "

" કેમ ? "

" મારા એક પિત્રાઈ ભાઈ બેરીસ્ટર થવા જાય છે, તેમની સાથે ચાર છ મહિના યુરોપમાં સહેલ કરવા જવાનું આજે નક્કી કર્યું. "

" પણ તમે હજી હિન્દુસ્તાન જ પૂરું ક્યાં જોયું છે ? "

" કેમ ? ઉત્તરમાં કાશ્મીર, દક્ષિણમાં નીલગિરિ, પૂર્વમાં દાર્જીલીંગ અને પશ્ચિમમાં મહાબલેશ્વર તો ફરી આવી. કહો હવે શું બાકી રહ્યું ? "

"આ તો વિલાયતી હિસાબ કર્યો. પણ સમજુ ઈંગ્રેજો દેશ બરાબર પારખવાને પર્વત પરથી ઉતરી ગામડે ગામડે ફરે છે. "

" પણ આપણા દેશમાં તો સાત લાખ ગામડાં, તે બધાં ફરવા જાઉં તો મારી કેટલીએ જીંદગી નીકળી જાય."

" એમ નહીં. જુદાજુદા પ્રદેશનાં પ્રસિદ્ધ તીર્થો અને મંદિરો, યાત્રાસંઘો અને મહોત્સવો, ખાસ ગામડાં અને નગર તો જોવાં જ જોઈએ. "

" એ બધું સારૂં હશે. પણ મારામાં તો એટલી બધી ધીરજ નથી."

" આપણો દેશ તમે આમ જોયો છે તો યુરોપ પણ આમ જ જોવાનાં. "

"હાસ્તો. હું કંઇ થોડી પગે મુસાફરી કરી ગામડાંના સંઘની સાથે કોઇ મઠ કે મંદિર જોવા જવાની છું ?"

"એમ તો એરોપ્લેનમાં ઉડીને થોડા દિવસમાં દુનિયાના બધા દેશ જોઇ શકાય. "

વિમળા જરા હસી પડી.

" તે પણ કંઇ મારી નજર બ્હાર નથી. આગબોટને પતાવ્યા પછી એરોપ્લેનમાં પણ ઉડવું છે. "

" અને તેનાથી પણ વધારે સપાટાબંધ તમારી કલ્પના દોડે છે. એટલે એરોપ્લેનની પણ શી જરૂર ? "

" ઠી.......ક, તમારી વાતનો કોઈક વખતે વિચાર કરીશું."

એટલામાં બંગલાના કંપાઉંડમાં અમારી મોટર દાખલ થઈ અને વાત ત્યાં અટકી ગઈ.

૪૬

આ પછી થોડા અઠવાડીઆમાં વિમળાએ આગબોટની સવારી કરી અને હું ગુજરાતમાં ફરવા નીકળ્યો. તે દિવાળી પર પાછી ફરી. છતાં હું તો રખડતો જ રહ્યો.

હું ત્યાંથી પાછો આવ્યો તે પછી બે મહિને નવલકિશોરના આમંત્રણથી તેમની સાથે મહાબળેશ્વર ગયો ત્યારેજ પાછો હું વિમળાના વધારે પરિચયમાં આવી શકયો.

દરરોજ સવારે એક સરસ ઘોડા પર બેસી વિમળા સહેલગાહે ઉપડી જતી અને હું હંમેશાં એકલો ફરવા જતો. તેની સાથે સાધારણ રીતે કોમલ પણ નાના ટટ્ટુ પર બેસીને સહેલ કરતો. એક દિવસ કોમલને જરા વહેલો તેના સાઈસ સાથે વિદાય કરીને તે ઘણે દૂર ઓલ્ડ મહાબળેશ્વરને રસ્તે ચાલી ગઈ. હું પોલોગ્રાઉંડની આસપાસ ફરીને પાછો આવતો હતો તેવામાં પાછળથી જોસથી દોડતા ઘોડાના ડાબલા સંભળાયા. હું બાજુ પર ખસી ગયો. ઘોડો ત્યાં તો અટકતો જણાયો; એટલે મેં પાછું ફરીને જોયું તો વિમળા ઘોડા ઉપરથી ઉતરતી દેખાઈ. સવારીના શ્રમ અને ઉશ્કેરણીથી તેના ચહેરાની નસોમાં ખુબ લોહી તરી આવ્યું હતું. તેની આંખોમાં વીજળી ચમકતી હતી.

" કેમ ઉતરી પડયાં ? "

" આજે તો ખુબ મજલ કરી છે. અને વળી તમારી સાથે જરા વાત કરવાનું મન થયું છે." વિમળા શ્વાસ લેતાં બોલી.

"તમને ઘોડો દોડાવવામાં બહુ જ મઝા પડે છે ખરી !"

"બહુજ. જેમ ઘોડો વધારે તોફાની તેમ મઝા વધારે."

"ત્યારે તો તમારે ઘોડે બેસવાનું છોડી દેવું જોઇએ."

"કેમ ?"

"ઘોડાથી હજારો ઘણું તોફાની છે તેને જ વશ કરો એટલે બસ."

"તે શું ?

"આપણું મન. આપણને ચોવીસે કલાક નકામું ભમાવે છે તે."

"વળી તમારી ફીલસુફી આવી."

"એમ કંટાળવાથી શો ફાયદો ? ભૂલ હોય તો બતાવો."

"ભૂલ તો એ કે તમે મનનો સંયમ કરવાનું કહો છો ત્યારે યુરોપમાં મનને પૂર બહારમાં ખીલવવાનું કહે છે."

એટલામાં પાછળથી સાર્જંસ આવ્યો. તે ઘોડા ઉપર બેસી ચાલ્યો ગયો. અમે ધીમે ધીમે વાતો કરતાં ચાલ્યાં.

"આમાં પહેલી વાત તો એ કે મનને પૂરું ખીલવવાને પણ વશ તો કરવું જ જોઇએ. ઘોડાનો દાખલો લેશો તો તે તરત કબુલ કરશો."

"પછી ?"

"બીજો વાંધો એ કે તમે મનને–એટલે ખરું જોતાં પાંચ ઇન્દ્રિયને–દૃશ્ય સંસારને જ અંતિમ ચીજ માનો છો; હું તેનાથી પર–આત્મામાં માનું છું."

"એ બધી તો શબ્દજાળ જ છે."

"ત્યાં જ તમે ભૂલો છો. તમે જો જરા તમારા પોતાના જ અંતરમાં નજર વાળશો તો એ સહજમાં સમજશો."

વિમળા જરા ચમકી.

"કેવી રીતે ?"

" તમે ક્યાં ક્યાં મુસાફરી કરી આવ્યાં ? "

" લગભગ આખા પશ્ચિમ યુરોપમાં. "

" હવે ક્યાં જવું છે ? "

" અમેરિકા અને જાપાન. "

" પછી ક્યાં જશો ? "

" પછી ?.......તે કંઈ નક્કી નથી કર્યું. " વિમળા કંઈક વિચારમાં પડી.

" તમે કોઈ દિવસ તમારા સમગ્ર સ્વભાવ વિષે વિચાર કર્યો છે ? "

" કેમ ? હું કેવી છું ? "

" મુંબાઈમાં મોટર ને ટેકરીઓ ઉપર ઘોડા દોડાવવામાં અને તેટલો વખત ચક્કીની માફક ફરવામાં, અને કંઈક કંઈક નવું જોવામાં જ રસ પડે—એ જરા વિચિત્ર નહીં ? "

" કદાચ હશે. પણ મને તમારી માફક ઠંડા ધીમા કામમાં રસ નથી જ પડતો."

" એનું કારણ શું ? "

" તે.......તો.......કોણ જાણે ! "

" હું કહું ? "

" કહો. "

" તમે બાહ્ય સૃષ્ટિમાં જ વિહરો છો, કારણ કે તમારી આંતર સૃષ્ટિમાં શૂન્ય છે. "

વિમળાએ જવાબ ન દીધો.

" જેમ શક્તિ વધારે તેમ તેને વશ કરી યોગ્ય માર્ગે વાળવાને વધારે પ્રચંડ પ્રેરણા જોઈએ-સ્નેહની કે ધર્મની, સંસારની કે ઇશ્વરની. તમારે કદાચ તેમાંની કંઈ નથી."

" તે તો નથી જ તો. પણ ન હોય તે કેવી રીતે આવે ? "

" સ્નેહ અને વૈરાગ્યથી. "

" એ બે તો પરસ્પર વિરોધી છે. હું ભૂલેચુકે પણ સ્નેહ વિષે કંઈક સારૂં વાંચું છું તો મારા અંતરના ઉંડાણમાંથી ઝીણી આંકણી ઉઠે છે. "

" છતાં એ અનુભવ અતિશય મધુર છે. સ્નેહમાં ઝીણો ઝીણો પણ સ્વાર્થ રહે ત્યાં સુધી તેમાં ક્વચિત મીઠું અમૃત લાગશે તો કોઇ વખત હળાહળ ઝેર પણ જણાશે. પણ તેમાંથી અંગત ઉપાધિને દૂર કરો એટલે તે નિરંતર સુરસરિતાની પેઠે તમારા હૃદયને અને જીવનને રસાળ અને પ્રફુલ્લ બનાવશે. "

" આ તો ઘણું જ કઠણુ કામ લાગે છે. "

" અને છતાં જગતના સૌ સાધુઓ અને સેવકોએ આ જ કામ થોડેઘણે અંશે કર્યું છે. "

આ વખતે વિમળા જરા ઉંડા વિચારમાં પડતી જણાઇ. એટલામાં અમે બગલા પાસે આવી પહોંચ્યાં એટલે અત્યાર સુધી દબાઇ રહેલી તે પાછી ઉછળી, પાસે જે છોકરાં દીઠાં તેમને જોરથી ઉંચકી લીધાં અને પાછાં તેમને તરત છોડીને પોતાની સાઇકલ લઇ બંગલાની ચારે બાજુ દોડાવવા લાગી.

દશેક મીનીટમાં તે પાછી દિવાનખાનામાં આવી, ત્યારે હું નવલકિશોર સાથે વાત કરતો હતો. તેમાં પોતાનું નામ સાંભળીને તે બોલી.

" કેમ, મારી શી નિંદા કરો છો ? "

" હું તો કહેતો હતો કે મન એટલું બધું ચંચળ છે કે કેટલીએ વાર સુધી શાંત રહ્યું હોય છતાં ઘડીવારમાં પાછું પવન વેગે ઝોલા ખાવા મંડી જાય છે."

"તેનો દાખલો તો હું જ. હું કેટલા બધા ઉંચા વિચારના શિખર પર પહોંચી હતી ? ત્યાંથી સાઇકલ જોઇને તરત નીચે ભુસકો માર્યો."

"અને છતાં તેમાં તમારો કંઇ વાંક નથી. જ્યાંસુધી મન અંતરના ઉંડાણમાં સ્વસ્થ ન થાય ત્યાંસુધી સપાટી પર જ બાવરા ભૂતની માફક દોડાદોડી કરવાનું."

"નવલભાઇ, કુમારભાઇ તો કહે છે કે તું સાધુ થઇ જા." વિમળાએ હસીને લાડમાં કહ્યું. અમે પણ હસી પડયા.

"મેં એવું કયાં કહ્યું છે?"

"અને એમાં ખોટું પણ શું છે? માણસ કાંતો સંસારી અને અથવા તો વેરાગી." નવલકિશોર મજાકમાં બોલ્યા.

"પણ ખરા સાધુ આજકાલ મળે ખરા?"

"વિવેકાનંદ–રામતીર્થના પંથમાં તો ઘણાએ સરસ સંન્યાસીઓ છે. બીજાએ હશે."

"પણ આપણને અહીંઆ કયાંથી મળે?"

"એ પણ ઠીક. લંડન અને પારીસ જોવાને તમે મહિનાઓ ગાળો અને પૈસાનું પાણી કરો; પણ કોઇ સાધુને મળવાને તમારાથી હિમાલય સુધી પણ ન જવાય?"

"એમ નહીં. પણ હિમાલયથી પાછાં આવીએ એટલે પાછો આ દુનિયાનો રંગ લાગે અને પાછાં હતાં તેવાં જ થઇ જવાય!"

"બેએક વરસ પર આબુ પર એક ઘણા જ સમર્થ સંન્યાસીને હું મળ્યો હતો, પણ હવે તો તે કયાં હશે તે કોણ જાણે?"

"નવલભાઇ, ત્યારે આપણે આવતા ઓકટોબરમાં જ આબુ જઇશું. તમે આવશો ને કુમારભાઇ?"

બસ, હવે વિમળાને આબુની ધુન લાગી. વિવેકાનંદ રામતીર્થનાં પુસ્તકો, ખ્રીસ્તી સાધુઓના જીવનચરિત્ર વગેરે તેણે ભેગું કર્યું અને તે વાંચવા અને ચર્ચવા માંડયું. તેથી તેના વિચારો ને સ્વભાવ પર અસર પણ થવા માંડી; છતાં

તે જ્યારે દીવાનખાનામાં મિત્રો સાથે શબ્દયુદ્ધમાં પડતી કે ઘોડા-મોટર દોડાવતી ત્યારે બધું ભૂલીને જૂના નશામાં ચકચુર હોય એવી જ લાગતી.

૫૬

ધાર્યા મુજબ અમે ઓકટોબર મહિનાની શરૂઆતમાં આબુ ગયાં. થોડા દિવસમાં સૌએ આબુનાં સુંદર દૃશ્યોનું ફરીવાર ઓળખાણ કરી લીધું; અને અમારાં મગજ જરા ખાલી પડયાં એટલે તરત અમે કોઇ સાધુની શોધ કરવા માંડી. મને તપાસ કરતાં માલમ પડયું કે બે વરસ પર જે બંગાલી સાધુ આવ્યા હતા તે તો ગયા છે; અને હાલમાં પરમાનંદ સરસ્વતી નામના કોઇ ગુજરાતી સંન્યાસી અચલગઢ નીચે આવેલા મહાદેવના મંદિરમાં રહે છે, દર અઠવાડીએ ચાર પાંચ દિવસ શિખર પર એકાંતમાં ગાળે છે, અને દર સોમવારે મંદિરમાં વધારે લોકો ભેગા થાય છે ત્યારે નીચે ઉતરી આવે છે. આ અનન્ય ગુજરાતી સંતનાં વખાણ પણ બહુ સાંભળ્યાં. એટલે વિમળા તો એ સંન્યાસીનાં દર્શન કરવા અધીરી બની રહી. અમે બીજે જ સોમવારે અચલગઢ જવાનું નક્કી કર્યું.

અમે સોમવારે બપોરે અગીઆરને શુમારે ધીમે ધીમે ચાલતાં મંદિરે પહોંચ્યાં. ત્યાં અમે તરતજ પરમાનંદજીની તપાસ ચલાવી અને કોઇની સૂચનાથી પાસેના બાગમાં વળ્યાં તો દૂરથી તેમને એક ઝાડના થડની આસપાસ રચેલી ઓટલી પર બેસી બેત્રણ પુરૂષો સાથે કંઇ ગંભીર ચર્ચામાં પરોવાયેલા જોયા. અમે થોડે દૂર અટકી, હાથપગ ધોઇ થોડો નાસ્તો કરી તેમની નિવૃત્તિની વાટ જોતાં બેઠાં.

દૂરથી જ સ્વામીજીની અમારા ઉપર ઘણી સારી છાપ પડી. તેમનું વય આશરે ૪૫ વર્ષનું લાગ્યું. તેમના સુકાયેલા જેવાં સોહાગી અને ગૌર દેહ પર ભગવાં વસ્ત્ર બહુ જ શોભતાં

હતાં. તેમની તેજસ્વી મુખમુદ્રા, સોનેરી ફ્રેમના ચશ્માઓમાંથી ચમકતી આંખો અને તેમના સાફ હોઠ પર કવચિત્ રમતા મંદહાસ્યમાં વિદ્યા અને તપનો, કોમળતા અને ઉગ્રતાનો, શક્તિ અને શાંતિનો અજબ સંયોગ ભાસતો.

સ્વામી અને તેમની સાથે વાત કરનારા ઉભા થયા અને તેમણે "નમો નારાયણ" બોલીને આગન્તુકોને વિદાય આપી, એટલે અમે તેમની પાસે ગયાં અને તેમને જરા નમીને નમસ્કાર કર્યા. તેમણે અમને ઓચિંતા પહેલી જ વાર જોયા તેથી જરા નવાઇ પામ્યા અને તરત સામા નમસ્કાર કર્યા.

"તમને બધાંને તડકામાં ઠીક તપવું પડયું નહીં?"

ખાસ કરીને વિમળા અને કોમલને જોઇ તેમના સૌમ્ય ચહેરા પર ચિંતાની જરા છાયા વળી. અમે ખુલાસો કરી તેમને શાંત કર્યા.

સ્વામીજીનું આસન ઉંચી ઓટલી પર હતું; પણ ત્યાં બધાથી બેસી શકાય એમ ન હોવાથી તેમણે તેમનું બિછાનું નીચે લીધું અને અમારી સાથે જમીન પર બિછાવ્યું. અમે મૂળ આસન પર બેસવાનો સ્વામીજીને ઘણો ય આગ્રહ કર્યો; પણ વ્યર્થ.

પછી અમે સ્વામીજીની સાથે આબુની સાધારણ વાતોએ ચડયાં. દરમ્યાન તેમણે કોમલને પોતાની પાસે બેસાડયો અને અતિશય મૃદુ ભાવે તેના માથા પર હાથ ફેરવવા લાગ્યા. ઘડીભર તેમની આંખ વિમળા પર પણ ઠરી અને પૂર્વાશ્રમની કોઇ પરિચિત વ્યક્તિ યાદ આવતી હોય એમ તેમને લાગ્યું. તેમની આંખો ક્ષણભર અત્યંત સ્નેહાર્દ્ર થઇ. પણ પછી તરત જ સ્વામીજી તે સંસારી ભાવને પી ગયા, વિમળાને અને અમને બધાંને આંખમાં સમાવી લીધાં અને બરાબર સ્વસ્થ થઇ વાત કરવા લાગ્યા.

"તમે બધાં મુંબાઇથી આવ્યાં હો એમ લાગે છે!"

"હાજી." હું નવાઇ પામી બોલ્યો.

"થોડા જ દિવસ થયા હશે."

મેં હકારમાં ડોકું ધુણાવ્યું.

"જાતે વાણીઆ હશો." નવલકિશોરની પાઘડી, પોશાક અને રૂપ જોઇને સ્વામીજી બોલ્યા.

વળી અમે સૌ ચમક્યાં. નવલકિશોર "હાજી" ભણ્યા.

"શાનો વેપાર કરો છો?"

આ એક સવાલ ખોટો પડયો. અમે બધાંએ અમારાં ભણતરધંધા વગેરેની માહિતી આપી. વિમળા કુમારી છે એ તો સ્વામીજી સહજમાં સમજી ગયા અને તે વિલાયત ફરી આવી છે એ જાણી ખુશી થવા લાગ્યા. પછી તો યૂરોપ વિષે વિમળા સાથે વાત કરતા ગયા તેમ તેના સ્વભાવ અને બુદ્ધિનું આન્તિક પૃથક્કરણ પણ કરવા લાગ્યા. વાત પરથી તે પોતે કોઇ વખત ત્યાં જઈ આવ્યા હોય એમ પણ દેખાયું.

"આપ વિલાયત ક્યારે ગયેલા?"

"પૂર્વાશ્રમમાં."

વિમળાને આ જવાબથી પૂરો સંતોષ ન થયો.

"આશરે કેટલાં વરસ પર?"

"સંન્યાસીઓ પૂર્વાશ્રમની વાત કરી ન શકે." સ્વામીએ મીઠાશથી છતાં આગ્રહથી કહ્યું.

આ જવાબથી વિમળાનું મગજ ગુંચવાઇ ગયું, કારણ કે સ્વામીજીના પૂર્વ જીવન વિષે અને સંન્યાસ લેવાના તેમનાં કારણ વિષે તેણે ઘણું પૂછવાનું નકી કર્યું હતું. છતાં તેણે પોતાનો રસ્તો કાઢયો.

"આપ હિમાલયમાં તો ઘણાં વરસ રહ્યા હશો."

" પાંચ વરસ. "

" અને અહીંઆં કેટલાં વરસથી રહો છો ? "

" હવે મારું બીજું ચાતુર્માસ પૂરું થશે. "

" આપ હંમેશાં પાંચ છ દિવસ ગુરૂશિખર પર રહો છો ? ત્યાં રહેવું તો જરા વસમું છે. "

" બહુ વરસાદની મોસમ શિવાય હંમેશાં જ. કેટલાક માસ તો લાગલાગટ ત્યાં રહ્યો. હવે આઠેક મહિનાથી આમ ચઢઉતર કરવાનું રાખ્યું છે. એથી પરમાર્થ અને વ્યવહાર બન્ને કંઇક સધાય છે. "

વિમળા વધારે નરમ થઇ.

" ત્યારે આપ આથી નીચે તો ઉતરતાં જ નહીં હો ?"

" પણ હવે મારી ધારેલી મુદત પૂરી થાય છે, એટલે કોઈ શહેરની નજીકમાં રહેવા જવાનો વિચાર કરૂં છું. "

" તો તો તમારે લાયક તો મુંબાઇ જ છે. અમે તમારે માટે બધી સગવડ કરીશું. ખરૂં ને નવલભાઇ ? " વિમળા ઉત્સાહના આવેશમાં બોલી ઉઠી નવલકિશોરે પણ આમંત્રણ આપ્યું. પણ સ્વામી વિમળાનું મન કળી ગયા હતા.

" સગવડ આપો તે તો ઘણું સારૂં. પણ ખરી જરૂર તો બીજી છે. "

" શાની ? " વિમળાએ આતુરપણે પૂછ્યું.

" સાચા સાધકોની. "

વિમળાને ઝંપલાવવાનું મન થયું; પણ પાણી જરા ઉંડાં લાગ્યાં.

" આ વિષે તો આપની સાથે ઘણી વાત કરવાનું મન છે. "

" જરૂર આવજો. "

" આપને સોમવાર શિવાય ક્યારે ફુરસદ મળે ? "

" પહેલો દિવસ આવતા શનિવારનો. તે દિવસે આપણને પૂરી શાંતિ મળશે. "

અમે ઉઠવાની તૈયારી કરવા માંડી. તેવામાં વિમળાને કંઇક સૂઝયું.

"સ્વામીજી, મારે એક બીજી વિનતિ કરવાની છે."

" શી ? "

"હમણાં અમારી સાથે ભોજન લેવાનું આમંત્રણ સ્વીકારવાની. "

" મેં તો સવારે પ્રસાદી લીધી છે. "

" પણ હવે તો એક વાગવા આવ્યો. "

" હું હંમેશાં એક જ વાર જમું છું. "

વિમળા નિરૂત્તર થઈ. અમે સૌએ નમ્ર ભાવે પ્રણામ કર્યાં. સ્વામીજીએ હંમેશનો મંગળ મંત્ર ભણી અમને આશિર્વાદ આપ્યો.

બે વાગે ભોજન કરી જરા આરામ લઇ અમે બાગમાં અમસ્તાં ફરતાં હતાં, તે વખતે વળી સ્વામીજીનો ફરી વાર આકસ્મિક મેળાપ થઈ ગયો. ત્યારે તેમની સાથે થોડી સાધારણ વાત થઇ, તેથી અમારી જીભ વધારે ખુલ્લી, અને તેમના પ્રત્યે અમારો ભાવ પણ બહુ જ વધ્યો. વિમળાને તો સ્વામીજી જાણે સંસારના તારણ રૂપ સાચા ગુરૂ-ધર્મના પિતા જ હોય એમ લાગવા માંડયા. સાંજે અમે પાછાં ફર્યાં ત્યારે જાણે ઘણાં વરસના કોઈ પરિચિત પુરૂષને મળી આવ્યાં હોઇએ એમ સૌને લાગ્યું.

ત્યારપછી વિમળાના મનમાં ખુબ મંથન ચાલવા લાગ્યું. તેણે પોતાનાં ધર્મપુસ્તકો કોઇ નવી દ્રષ્ટિથી-કોઇ નવા

ભાવથી જોવાં માંડયાં. છતાં હજી તે ઝાંખવામાં હોય-પ્રકાશને શોધતી હોય અને તે દૂર જ જતો હોય, એમ તેની વાત પરથી લાગતું.

શનિવારે નવલભાઈને કંઈ ખાસ કામ હોવાથી હું એકલો જ વિમળાની સાથે અચલેશ્વર ગયો. પહેલી વખત અમારે સ્વામીજીની રાહ જોવી પડી હતી; પણ આ વખતે તો તે અમારી રાહ જોતા બાગમાં કંઈક પુસ્તક લઈ બેઠા હતા. અમને જોઈ તે સામા આવ્યા. વિમળાએ આજે છેક પાસે જઈ વધારે નીચા નમી નમસ્કાર કર્યા. સ્વામીએ તેના મસ્તક પર કોમળ સ્પર્શ કરી આશિર્વાદ આપ્યો. અમે સૌ વૃક્ષની છાયામાં પાથરેલા આસન પર બેઠાં.

શરૂઆતમાં તો વિમળાએ પોતાની ટૂંકી જીવનકથા, મારી વાત અને અહીંઆ આવવાનું પ્રયોજન, સંક્ષેપમાં પણ ઘણા જ નિખાલસ દિલથી, સંભળાવ્યાં. સ્વામીજી વિમળાની મુખમુદ્રા પર સ્થિર સ્નિગ્ધ નયન માંડી જાણે તેના અંતરમાં સીધા ઉતરતા હોય અને તેનો જીવનમાર્ગ રચતા હોય એમ લાગ્યું. છેવટે વિમળા બોલી :

" કુમાર ભાઈએ જ્યારથી વાત કરી છે ત્યારથી જીવન વિષે મારા મનમાં ઘણી જ શંકા ઉપજી છે. પણ ઘણુંએ વાંચતાં અને વિચારતાં છતાં તેનું સમાધાન થતું નથી. "

" વાંચનથી તો થઈ શકે જ નહીં. વિચારથી કંઈક થઈ શકે. પણ તે માટે અનુભવની ચાવી જોઇએ. " કોઈ પર્વત-માંથી નાનું શીળુ ઝરણું વહેતું હોય એમ સ્વામીના મુખ-માંથી ધીમે ધીમે શબ્દો ઝર્યા.

" શાનો અનુભવ ? "

" સાધનાનો. "

" તે કેવી રીતે મળી શકે ? "

" પહેલું પગથીઉં વૈરાગ્ય."

" મને આમાં જ મુશ્કેલી આવે છે. મહાદેવનું સ્થાન–આ બાગ નીચે દેખાતી ગિરિમાલાનું સૃષ્ટિસૌંદર્ય કેટલું બધું મોહક છે ? છતાં અહીંઆ રહેવાનો વિચાર કરતાં જ મને કમકમાં આવ્યાં, તો પછી શુક્રશિખરની તો વાત જ શી ?"

" આનું આપણે કારણ તપાસીએ. તમને શહેરોમાં ખાસ શું ગમે છે ?"

વિમળા તરત ઉત્તર ન આપી શકી.

" ગૃહસંસાર ઉપર તો તમારૂં ચિત્ત નથી, ખરૂં ને ?

" નહીં જ." ખુબ આવેશથી વિમળા બોલી.

" ત્યારે શું ખાવાપીવામાં, શરીર શોભાવવામાં અને વૈભવ ભોગવવામાં રસ પડે છે ?"

" એમાં પણ કંઇ ખાસ મઝા નથી પડતી."

" તમારા ભાઈભાંડુનો અને મિત્રોનો સ્નેહ બંધનકારક છે ?"

" એમ પણ ન કહી શકાય. કારણ કે જ્યારે વિલાયત ગઈ ત્યારે બધાને લગભગ વિસરી ગઇ હતી."

" ત્યારે તમને રોજ રોજ કંઇક નવું નવું જોવામાં, જાણવામાં અને ભોગવવામાં ઘણી મઝા પડતી હશે."

" હા...એમ કદાચ હોય." પોતાની રગ પરખાઇ એમ જાણી વિમળાની આંખ ચમકી.

" અને જેમ તે વધારે અસાધારણ, વધારે ચમત્કારિક અને આવેશયુક્ત, તેમ તે તમને વધારે ગમે કેમ ?"

" તમે તદ્દન ખરૂં જ કહ્યું. મને રોજ કંઇ નવું જોઇએ. તેથી જ આવી સરસ પણ સાદી જગ્યામાં ન રહી શકું. અને મને મોટર અને ઘોડા દોડાવવાનો તો ઘણો જ શોખ છે."

સ્વામીજીની ચિકિત્સા ખરી પડી તેથી તે જરા પ્રસન્ન થતા લાગ્યા.

"આનો અર્થ એ થયો કે તમે એક આત્મામાં નહીં, પણ વિવિધરંગી માયામાં જ આસક્ત છો."

વિમળા વળી વિચારમાં પડી.

"એમ જ લાગે છે."

"તમે એ જાણો છો કે શાસ્ત્રો આ સમગ્ર સૃષ્ટિને એક જ અનંત બ્રહ્મના વિવિધ વિલાસ રૂપે વર્ણવે છે?"

"હાજી."

"બ્રહ્મનું સ્વરૂપ અમેય તેમ અનંત છે; પણ તેને હમણાં બાજુએ રાખીએ. તેનાં બાહ્ય સ્વરૂપ તો અગણિત અને અનવધિ છે."

"હાસ્તો."

"એક ભવમાં તેમાંથી કેટલાં પામી શકાય?"

"બહુ જ જૂજ."

"સરવાળો એ થયો કે જે અનંત ચકાવાનું પુરૂં માપ લઈ શકાય એમ નથી, તેની પ્રદક્ષિણા કરવી તમને ગમે છે; પણ તેના જે મધ્ય બિંદુએ પહોંચવાથી સમગ્રનું નિરીક્ષણ કરી શકાય ત્યાં જવું તમને ગમતું નથી."

"પણ મને તો તમારા આત્માના મધ્યબિંદુમાં કંઈ રસ જ નથી પડતો." વિમળાએ તેની મુશ્કેલી રજૂ કરી.

"હવે રસની વાત લઈએ. તમે જે ચીજો જુઓ છો અને ભોગવો છો તે વસ્તુમાં જ તમને રસ પડે છે કે તેની નવીનતામાં?"

"કેટલીક તો નવી લાગે તેથી જ. સવારીમાં ને ટીખળમાં તો હંમેશાં ગમ્મત પડે છે."

" આપણે નવીનતાને પહેલી પતાવીએ. ફરીથી તમને વિલાયત જવામાં એટલો રસ પડે ખરો ? "

" નહીં જ. "

" એટલે તમે કોઇ ખાસ વિષયનાં સંશોધક નહીં બનો તો આ દુનિયાની નવીનતાઓ થોડી વારમાં ખુટી જવાની અને પછી બધું સરખું જ કંટાળાભરેલું લાગવાનું. એટલે આનંદનો એ માર્ગ થોડીવારમાં બંધ થવાનો. પણ તમે કહ્યું કે સવારી દોડાવવામાં અને શબ્દયુદ્ધ કરવામાં તો તમને હંમેશાં રસ પડે છે ! "

" આજે તો એમ લાગે છે. "

" આમાં રસનું ખરૂં કારણ તમે તપાસ્યું છે ? "

" નાં. "

" પોતાની અને પારકાની શક્તિ વચ્ચે–પછી તે શરીરની હોય કે મનની–તેની વચ્ચે સાઠમારી ચલાવવામાં તમને આનન્દ આવે છે. "

વિમળાને વળી પોતાની મનોદશા પર કંઇ નવો પ્રકાશ પડતો લાગ્યો. પણ તે મૌન રહી. એટલે સ્વામી આગળ વધ્યા.

" કારણ કે તમને નકરાં માણસો કે ચીજો જ ગમે છે એમ તો નથી જ ને ? "

"ઉલટો તેમને માટે મને ઘણુંખરૂં તિરસ્કાર હોય છે." વિમળાની આંખમાં અભિમાન તરી આવ્યું.

" તો તો સાઠમારીની મારી માન્યતા વધારે ખરી ઠરી, પણ જરા વધારે વિચાર કરો. આમ ફરી ફરીને કરવાથી તમને કોઇ વખત કંટાળો નથી આવતો ? "

" પછી તો ઘણીએ આવે છે; પણ તે ઘડીએ તો આકાશમાં ઉડતી હોઉં એમ લાગે છે. "

" એટલે આ જરા ઉંચા પ્રકારની નશાબાજી થઇ."

હવે વિમળાને પોતાની હાર ચોખ્ખી દેખાઇ.

" પણ કશું યે ન ગમે ત્યારે બીજું શું કરૂં ? "

" શું કરવું તે પછી જોઇશું; પણ આટલું તો તમે ય કબૂલ કરશો કે મસાલા કે ભાંગના કરતાં સાદા ખોરાકમાં વધારે આનંદ અને પોષણ સમાયેલાં છે. "

" મને તો સાદો જ ખોરાક પસંદ છે. "

" એટલે કેવળ નશા પર નિર્વાહ કરવાની તમારી જીવન-રીતિ કુદરતી નહીં, પણ કૃત્રિમ છે. તે કંઈ પણ ભૂલ કે ભ્રમનું પરિણામ હોવું જોઇએ. "

વિમળા ચૂપ રહી.

" એક શબ્દમાં કહું તો અહંતા. "

" મારામાં અભિમાન તો ઘણું જ છે. " આ બોલતાં શરમાતી હોય એમ વિમળાએ જરા નીચું જોયું.

" પણ એ બેમાં ભેદ છે. અભિમાન સાપેક્ષ છે; પણ અહંતા તો નિરપેક્ષ છે. "

" એટલે ? "

" અભિમાન સાધારણ રીતે બીજાની સાથે વાણી કે વર્તનમાં જ દેખાય છે. પણ અહંતા તો આપણા ચોવીસે કલાકના આચારમાં ને વિચારમાં—જાગૃત અને સ્વપ્નાવસ્થામાં—ફેલાએલી હોય છે. "

" કેવી રીતે ? "

"જેમ બ્રહ્માંડમાં તેમ પિંડમાં—સમષ્ટિમાં તેમ વ્યક્તિમાં—એક જ બ્રહ્મ પ્રકાશે છે, છતાં અજ્ઞાનથી માણસ બ્રહ્માંડના નામરૂપની ભુલભુલામણીમાં ભટકે છે અને પોતાના બાહ્ય પ્રાકૃત સ્વરૂપને જ વાસ્તવિક માની અહંતાની જાળમાં ફસાય છે તેમ. "

" પણ અંતરનો અનુભવ ન થાય ત્યાં સુધી તો માણસ બહારના જીવનમાં જ ગુંથાય."

"અને એ જીવનની અહંતામાંથી મુક્ત થવાય નહીં ત્યાંસુધી આત્મા ઓળખાય પણ નહીં."

"આ તો ચક્રાવો થયો."

"છે જ. પણ તમે ધારો છો એવો છેક આંધળો નથી. દરેક માણસને–પછી તે ગમે તેટલો પતિત કે અભણ હોય–જીંદગીમાં કોઇ કોઇ ક્ષણે પરમ તત્ત્વનું ઝાંખું ઝાંખું પણ ભાન થાય છે જ."

"આ એકદમ મારા માનવામાં નથી આવતું."

"આનો દાખલો તમે પોતે જ. તમારા સંજોગ અને અને સંસ્કારથી તમારામાં ઘણીએ અહંતા જામી છે. છતાં તમે આત્માને છેક ભુલી નહોતાં ગયાં; તેથી જ તમારા મિત્રની વાત કંઇક તમારે ગળે ઉતરી અને તમે આ અચલેશ્વરની યાત્રાએ આવ્યાં. માણસ છેવટે તો આત્મસ્વરૂપ જ છે અને તેને આત્મજ્ઞાન શિવાય ખરી શાંતિ મળે જ નહીં એ નિયમ અચળ છે."

"મારી વાત તો તમે બરાબર કહી. પણ બીજાને પણ એવું થતું હશે?" વિમળાને પોતાની અશ્રદ્ધા ચળતી હોય એમ લાગ્યું.

"મોડું કે વહેલું, એમ થયા વિના તો રહે જ નહીં. અને આત્માની સહેજ પણ ઝાંખી થાય, એટલે જે માણસ અડગ શ્રદ્ધા રાખીને કામના અને અહંતાનો ત્યાગ કરે તે સપાટાબંધ મોક્ષ માર્ગે આગળ વધે."

"આનો અર્થ તો થયો કે હું મારા મન–શરીરની શક્તિઓમાં જકડાઇ ગઈ છું, તેથી મારી સાઠમારીઓ મને ગમે છે!"

"તદ્દન ખરૂં. અને જે ક્ષણે તમે એ સપાટીને ભેદી અંતરમાં ઉતરવાનો નિશ્ચય કરશો તે ઘડીએ તમને એ સાઠમારી ક્ષુદ્ર અને નીરસ લાગશે, અને જીવનનું એવું અમોઘ ઝરણું હાથ લાગશે કે જેથી તમે ગુરૂ–શિખરથી પણ વધારે

વિજન સ્થળમાં માનસરોવરના કમળની પેઠે સોળે પાંદડીએ ખીલી શકશો. ”

તેવામાં બરાબર મધ્યાહ્ન થયો અને સુરજનાં કોઇ કોઇ કિરણો ઉપરના ઝાડમાંથી ગળાઇને અમારા ઉપર સીધાં પડવા લાગ્યાં. તેથી આ દિવ્ય સ્થાનમાં જાણે અમારા ઉપર આત્માની અમૃતધારા વરસતી હોય એમ ઘડીભર દેખાયું. વિમળા થોડીવાર ઘણુ ઉંડા વિચારમાં પડી ગઈ. સૌ શાંત રહ્યાં.

“ મારે આ બધી બાબતનો ફરીથી ખુબ વિચાર કરવો પડશે. પહેલી કેવી રીતે શરૂઆત કરવી, તે તો હજી સમજાતું જ નથી. ”

“ માનસિક ઉપચાર તો બતાવ્યા, તેની સાથે જીવનમાં પણ યમનિયમ પાળવા જોઇએ. ”

“ એ તો વળી નવી વાત થઇ, તે બીજે વખતે કરીશું.”

“ જેવી તમારી ઇચ્છા. પહેલો તો તમારે એ જ નિર્ણય કરવો પડશે કે તમારૂં જુનું જીવન કાયમ રાખવું છે કે તેમાં કંઇ સુધારો કરવો છે. ”

“ આપના સત્સંગ પછી જુને ચીલે ચાલવું તો અશક્ય લાગે છે. પણ નવો નિર્ણય કરવાને જરા વખત લાગશે. ”

“તમે એ નિર્ણય જણાવશો પછી મુંબઇના તમારા આમંત્રણનો હું નિર્ણય કરીશ.” સ્વામીજીએ વાતનો ઉપસંહાર કર્યો.

પછી તેમને બાગમાં મૂકીને અમે જમવા ગયાં.

## ૬૬

થોડો આરામ લીધા પછી આશરે ત્રણને શુમારે અમે પાછાં ફરતાં હતાં. તેવામાં અમારી દ્રષ્ટિ અચાનક બાગ તરફ ગઈ. અમે સ્વામીજીને પહેલી જ વાર તેમના હંમેશના

સ્થાને ધ્યાનાવસ્થામાં બેઠેલા જોયા. તેમણે પદ્માસન વાળ્યું હતું અને તેમની બન્ને ખુલ્લી નાજુક હથેળીઓ તેમના ઢીંચણ પર ઠરેલી હતી. તેમની છાતી આગળ આવેલી હતી અને તેમનું કોમળ શિર તેના પર જરા ઝુકતું હતું. પાછલા પ્રહરનાં ત્રાસાં કિરણ સ્વામીજીના શિરોભાગને અને નીચેની જમીનને, તેમના અંચળાને અને તેમના અડધા અંગને, પાસે પડેલી ચોપડીને અને તેના પર મુકેલા ચશ્માને સોનેરી રંગે રસતાં હતાં. તેમના વદન પર સૌમ્ય શાંતિ છવાયેલી હતી અને છતાં બીડાયેલા કમળ જેવાં તેમનાં નયન અને હોઠ પર કંઇ અજબ સ્મિત વિલસતું લાગ્યું. મદલોલ સૃષ્ટિમાં વચ્ચે શોભતી તેમની નિશ્ચલ મૂર્તિ તેમના અડગ મન અને અનંત આત્માની સાક્ષી પૂરી રહી હતી.

ઘડીવાર અમે સ્વામીજીને જોઇને સાનંદાશ્ચર્યમાં લીન થયાં.

" કેમ આવે વખતે ધ્યાન કરતા હશે ? " વિમળાએ છેવટે કહ્યું.

" તમે નથી વાંચ્યું કે સ્વામી રામકૃષ્ણ કંઇક જોતાં કે વાત કરતાં ઓચીંતા સમાધિમાં સરી જતા ? સ્વામીજીનું પણ એવું જ કંઇક સમજવું. "

" તેમની આંખો બંધ છે એટલે ઉલટા કંઇક વધારે મનોહર લાગે છે ? "

" કારણ કે તેમનું એકાગ્ર થયેલું આત્મબળ અંગે-અંગમાં પ્રકાશે છે. "

" જરા હસતા હોય એમ પણ લાગે છે એ શું ? " વિમળા પોતે પણ હસી પડી.

" તમે તો એમ માનતાં હતાં કે સ્વામીજી આ બધું કરે છે તે ઘણું જ કઠણ અને નીરસ હશે, ખરું ને ? "

"હાસ્તો. ખરૂં પૂછો તો આ બધાથી તેથી જ હજી ડરૂં છું."

"તો સ્વામીજી તમને હવે શીખવે છે કે સંન્યાસ અને સમાધિમાં કોઇ અલૌકિક આનંદ સમાયેલો છે."

"બ્રહ્મને સત્, ચિત્ અને વળી આનંદ સ્વરૂપ તેથી જ કહેતા હશે ને ?"

"હાસ્તો. જેમ જેમ બહારની ઉપાધિ શમતી જાય તેમ તેમ અંતરમાંથી આનંદના ઓઘ ઉભરાય."

દિવ્ય સ્નેહ અને સૌંદર્યની પ્રતિમા સમા સ્વામીજી પરથી મહા પ્રયાસે અમે નજર ખેંચીને ઘરને પંથે પડયાં. વિમળાનું દિલ તો પહેલા દર્શનથી જ પલટાયું હતું, અને આ છેલ્લા દર્શનથી તેની છેલ્લી ગુંચ પણ ઉકલી ગઇ. રસ્તામાં વિમળા ઘણે ભાગે વિચારમાં જ રહી. વચમાં વચમાં કોઇવાર સ્વામીજીના કોઇ શબ્દોના ખુલાસા જ તે પૂછતી.

તે દિવસથી જુની વિમળા અદૃશ્ય થવા લાગી, અને નવી વિમળા પ્રકટવા લાગી.

વિમળાના રૂપ અને વેશ વિષેના વિચાર તરતં જ બદલાવા લાગ્યા. તે આજ સુધી પોતાના સૌંદર્યને બહુ જ ચકચકાવતી. તે ભાત ભાતનાં રંગ બેરંગી, સોનેરી રૂપેરી કોરનાં વસ્ત્રો પહેરતી, અને આછાં આભૂષણુથી પણ ઝળકતી તે કોઇને મોહિત કરવાને નહીં, પણ પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરવાને અને જગતને ચમકાવવાને. પણ હવે આ ટાપટીપમાં તેને ક્ષુલ્લક અહંતા દેખાઇ; તેને તે નીરસ લાગી; અને તેને વશ થવા માટે પોતા પર તિરસ્કાર આવ્યો. હવે અજબ ચાતુર્યથી તેણે રૂપકલા સુધારવા માંડી. તેણે સાદાં વસ્ત્ર સજવા માંડ્યાં અને શણગારનો તો લગભગ ત્યાગ જ કર્યો. આવા અણધાર્યા ફેરફાર છતાં, આથી તેની મૂર્તિ તો નૈસર્ગિક સૌંદર્યથી અને મંગળ શોભાથી વિશેષ દીપવા લાગી.

પણ ખરેખરૂં પરિવર્તન તો તેની જીવનકલામાં દેખાવાં લાગ્યું. કોઈ સરિતાના માર્ગમાં મોટો પર્વત આવતાં તે ઓચિંતી સ્તંભિત થાય–આગળ વધે નહીં અને પાછળ હઠે નહીં અને કાળક્રમે મુસીબતે નવો રસ્તો કોરી શકે તેવું વિમળાને થયું. થોડા દિવસ તો તેનો જીવનપ્રવાહ બંધાઇ જ ગયો. તેણે મોટે ભાગે પોતાની ઓરડીમાં જ ભરાઇ રહેવા માંડયું. તે વાંચતી, વિચારતી, ફેરા મારતી, દૂર શૂન્ય દ્રષ્ટિ નાંખી બેસી રહેતી. દીવાનખાનામાં જામતા મિત્રમંડળમાંથી તો તેણે રાજીનામું આપ્યું હોય એમ લાગ્યું. તે ખાસ પરિચિત હોય તેને વિવેકની ખાતર પાંચેક મીનીટ મળી જતી અથવા પોતાની ઓરડીમાં બોલાવતી, પોતાની સ્થિતિનો કંઇક ઈશારો કરતી અને કંઇક અવિવેક જણાય તે સારૂ માફી માગતી. આ સંબંધમાં તેની સાથે વાત કરતાં માલમ પડયું કે દીવાનખાનામાં બેસીને જે કૃત્રિમ વાગ્યુદ્ધ કરવાની તેને ટેવ પડી ગઇ હતી, તે ન થઇ જાય તે સારૂ થોડો વખત ખાસ સંયમ પાળવાનું તેણે ઠરાવ્યું હતું.

આ સમય દરમ્યાન તે અમને કંઇક કંઇક સવાલો પૂછતી. જમતાં કે ફરતાં તે કંઇક સાદી વાતો પણ કરતી, પણ તેના ખરા વિનોદ તો બે જ રહ્યા; બાળકો સાથે ખેલ અને સાંજ સવાર બને તેટલા એકાંત સ્થળે ફરવું. કોઇ કોઈ વાર તે ઘોડા પર બેસીને પણ ફરવા જતી; પણ હવે આંખમાં એ આવેશ ન હતો, કે દિલમાં એનો ચસકો ન હતો.

જેમ વાદળ વરસી ગયા પછી ચંદ્રિકા સ્વચ્છ તેજથી પ્રકાશે તેમ વિમળાના બ્રમંડળ પરથી ચિંતાનો ભાર ઓસરતાં કપાલ પર વિચારની કરચલી નરમ પડતાં તે ધીમે ધીમે શીળી સુરખીથી શોભવા લાગી. તેની આંખો ચળકતી-પણ તે બહાર રસળવા કરતાં અંતરમાં ઉતરવાનું વધારે પસંદ કરતી. ફરીથી તેનું મુખમંડળ હાસ્યથી છલકવા લાગ્યું-પણ, તે બહારની શોભાની ખાતર નહીં, પણ ઉંડા ઉભરાતા આનં-

થી જ. તેણે સૌની સાથે વધારે ભળવા માંડયું–પણ તે કોઈને અભરાવવા કે હરાવવા નહીં, પણ વિચારરસના વિનિમયને માટે જ. રોષના, સખ્તાઈના અને ઉદ્ધતાઈના વેશ તે ઘડી ઘડી પહેરતી તે હવે તેણે દૂર જ કર્યા અને તેને બદલે સ્નેહની મીઠાશ અને અંતરની નમ્રતા તેનામાં ખીલતી ગઈ.

એક દિવસ અમે સમી સાંઝે એક શિખર પર ફરીને પાછાં આવતાં હતાં તે વખતે તેના નવા સંસ્કાર વિષે વાત નીકળી:

"તમે જાણો છો કે સ્વામીજીએ તો મને નવો ભવ આપ્યો !"

" તમે તો હાલ જાણે તમારાં બધાં અંગ અંદર સમાવી દીધાં હોય એવું કંઇક લાગે છે ! " મેં કહ્યું.

" એ તો ઠીક. પણ ખરી ખુબી તો તેના પરિણામમાં છે. મારા દિલ પરથી મોટા ડુંગરનો ભાર ઉતર્યો હોય એવું મને લાગે છે. "

" કેવી રીતે ? "

" થોડાં વરસથી મેં જાણી જોઇને મારા હૃદયને ઠેકાણે મોટો પથરો ગોઠવ્યો હોય એવું થયું હતું. "

" ખરેખર ? "

" એટલે હું યંત્રરૂપ બની, સૌને યંત્ર રૂપે જોતી અને યંત્રની માફક સર્વેને નચવવામાં મઝા માણતી. "

" એવું કંઇક દેખાતું હતું ખરૂં ! "

" આથી બીજાની સામે તો ઘણાં પાપ કર્યાં, પણ ખરૂં દુઃખ તો મેં વ્હોરી લીધું હતું. "

" કયું દુઃખ ? " હું જરા નવાઇ પામ્યો.

" તમને ખબર નથી કે હું હસી ખુબ શકતી, પણ મારી આંખમાં આંસુ તો આવે જ નહીં. કોઇક જ વાર કંઇ વાંચતાં હૈયું ભરાઇ આવે તેને બને તેટલું વહેવા દેતી, છતાં

પાછી ઠેકાણે આવતી ત્યારે મારી નબળાઇ પર કંઇક હસતી. પણ હવે ? હવે તો ઉનાળાના બરફની માફક મારા દિલના પત્થર રાતદિવસ ઓગળતો જ જાય છે. જે સાદાં ભોળાં માણસો અને નિત્યનિત્યના બનાવોની સામે મારા અંતરના કમાડ હું હંમેશાં ભીડી રાખતી, તે હવે અનાયાસે અંદર ઉતરી જાય છે. રોજ વહેતા નવા પ્રવાહથી આત્મ-સરોવરમાં કંઇ ઓર તરંગો પ્રગટે છે અને આંખો પણ સહેજે ઉભરાય છે. હૃદયનાં દ્વાર ખુલવાથી અંતરની અને બહારની સૃષ્ટિ અદ્‌ભુત રીતે એકાકાર થતી જાય છે અને હું સ્વર્ગીય હવામાં ઉડતી હોઉં અથવા દિવ્ય સરોવરમાં સ્નાન કરતી હોઉં એમ જ મને લાગ્યા કરે છે. હું શું કહું ? એક દિવસ એવો હતો કે જીગરના ઉના ભાવને ઝંખ્યા કરૂં તો પણ તે ન પ્રકટે. પણ સ્વામીજીએ કોઇ અજબ ઝરણુ ખોલ્યું છે. તેથી આજે એ ભાવની હેલી મારા પર વરસ્યા જ કરે છે ! ”

ઘણે દિવસે તેણે આટલું દિલ ઠાલવ્યું. હું અતિશય પૂજ્ય બુદ્ધિથી તે સાંભળી રહ્યો. તેને પણ આ વરાળ કાઢવાથી ઘણી જ ટાઢક વળી.

પહેલાં દિવાળી પર મુંબાઇ જવાનું ઠરાવ્યું હતું. તે વિમ-ળાના આગ્રહથી ફેરવાયું. દરમ્યાન એક બે વાર તે સ્વામીજીને મળી આવી, અને દિવાળીને દિવસે તો ઘણો જ આગ્રહ કરી સ્વામીજીને ઘેર તેડી લાવી. તે પછી બે ત્રણ દિવસોમાં જ મુંબાઇ જવાનું હતું તેથી અમે સૌ સ્વામીજીને વળાવવાને અને તેમની રજા લેવાને અચલેશ્વર ગયાં.

કુદરતના એ જ રમ્ય મંડપમાં—એજ બાગમાં, એજ વૃક્ષ નીચે અમે સૌએ સ્વામીજીને પ્રણામ કર્યાં. વિમળા તો છેક ગરીબ ગાય જેવી થઈ ગઇ હતી. તેણે તો પરમ નમ્ર ભાવે સ્વામીજીના ચરણ પાસે છેક ભોંય સુધી માથું નમાવ્યું.

" બ્હેન, આ તો અત્યાચાર થાય છે." સ્વામીજીએ તેના માથા પર હાથ ફેરવતાં કહ્યું.

" સ્વામીજી, માતાપિતાએ એક જન્મ આપ્યો, તમે બીજો જન્મ આપ્યો. તમારા જેટલા ગુણ ગાઉં તેટલા ઓછા જ છે."

" આટલો પણ ભ્રમ તમારામાં હજી રહ્યો ખરો."

" કેવી રીતે ?" વિમળા કંઇક નવાઇ પામી.

" કારણ કે જો હું તેને વશ થાઉં તો જે અહંતા તમે દૂર કરો છો તે મારામાં વળી દાખલ થાય."

" સ્વામીજી, આપ તો અતીત છો-પરમહંસ છો."

" બ્હેન હું કેટલાં પાણીમાં છું તે તો હું જ જાણું-તમને તેની ખબર ન પડે."

" પણ આપ કંઇ મારા જેટલા પામર તો કોઇ દિવસ હશો-હતા જ નહીં."

" એથી પણ વધારે પામર હતો એમ કહું તો ?"

સ્વામીજીની આંખમાંથી કંઇક ગૂઢ ભેદ ખુલતો હોય એમ ઓચિંતું લાગ્યું.

" તો અમને બહુ જ નવાઈ લાગે."

" બ્હેન, આ કળિકાળમાં સૌને થોડીઘણી ગધાપચીશી વીતે છે. તમને વધારે તો શું કહું ?"

સૌ આશ્ચર્યચકિત થઇ સ્વામીજી સામે જોઇ રહ્યાં.

" પણ સદ્દભાગ્યે આપણી નસમાં પૂર્વના તપસ્વી આર્યોનું પવિત્ર લોહી વહે છે, તેથી આડાઅવળા ભમી-રખડીને પણ આપણે આપણા સનાતન ધર્મ તરફ પાછા વળી પાવન થઇએ છીએ."

"તે તો ખરૂં. પણ આપના સમાગમ શિવાય મારો ઉદ્ધાર તો અશક્ય જ હતો." વિમળાએ નમ્રતામાં પણ આગ્રહ રાખ્યો.

"ઠીક, તો મારા કયા તત્ત્વથી તમને લાભ થયો ?"

"સમગ્ર જીવન અને ઉપદેશથી."

"તેમાં પણ એક સત્ય કયું લાગ્યું ?"

"આત્મતત્ત્વ."

"પણ તમને હવે તો કહેવું ન પડે કે સમગ્ર બ્રહ્માંડમાં વ્યાપતું આત્મતત્ત્વ તો એક જ અને અદ્વિતીય જ છે. ખરૂં ને ?"

"એ તો ખરૂં."

"તો પછી કોઇને કોઇનો ઉપકાર માનવાનો તો રહેતો જ નથી. ઉપકાર માનો નારાયણનો કે જેણે તેમને સદ્બુદ્ધિ આપીને સત્યને માર્ગે વાળ્યાં."

વિમળા સાંભળી રહી. સ્વામીજીને કંઇ નવો વિચાર સુઝી આવ્યો.

"ટેકરીઓમાં ફરતાં કોઇ વખત કોઇ ગુફાનો ઘુઘવાટ સાંભળ્યો છે ?"

"ઘણીએ વાર."

"તે કોણ કરે છે ? ગુફા કે પવન ?"

"પવન જ."

"અને પૂર્ણિમાએ સાગર કોના પ્રભાવથી ઉભરાય છે ?"

"ચંદ્રના જ."

"તો હવે સમજી લેજો કે સૌની હૃદયગુફામાં જે કંઇ સંગીત ગાજે છે તેનો યશ આપણને નથી; પણ કોઇ સંગીતરાજને છે. આપણા હૃદયસાગરમાં જે તરંગમાળા ઉછળે છે તેમાં કીર્તિ આપણી નથી, પણ સર્વ નક્ષત્રરાજ સર્વાંત-

ર્મી નારાયણની જ છે. ૐ નમો નારાયણ ! ૐ શાંતિ : શાંતિ : શાંતિ : ”

સ્વામીજી સ્વસ્થ થયા. અમે મુંબઇના તેમના કાર્યક્રમ વિષે કેટલીક વાત કરી તેમને ફરીથી પ્રણામ કરી ઘર તરફ–મુંબાઇ તરફ વળ્યાં.

૭૬

વિમળામાં જે સંસ્કાર આબુમાં ખીલ્યા હતા, તે મુંબાઇ આવ્યા પછી વધારે ને વધારે પાકા થતા ગયા. જીવનના જે નવા નિયમો તેણે ઘડયા હતા, તેમાં આવતી લાલચો અને અંતરાયોને નિશ્ચયપૂર્વક તે જીતતી ગઇ. બુદ્ધ–રામકૃષ્ણ વગેરે મહાપુરૂષોની છબીઓથી તેમજ અનેકવિધ ધર્મગ્રંથો અને કાવ્યોથી તેનો નાનો ખંડ સુશોભિત થયો. સ્વામીજીની સૂચના પ્રમાણે વાંચવાનો અને સવારસાંઝ ધ્યાન–પૂજા કરવાનો ક્રમ પણ તેણે શરૂ કર્યો. છતાં તેને વાંચનમાં અને સાધનામાં જે અનેક ગુંચો જણાતી તેનું નિરાકરણ કરનાર ત્યાં કોઇ ન હતું; તેથી તે વારંવાર ગુંચવાતી–સ્વામીજીને કાગળ લખતી, પણ તેથી સંતોષ ન વળતો. છેવટે તેના ખાસ આગ્રહને માન આપીને સ્વામીજી ધાર્યા કરતાં જરા વહેલા–સંક્રાંતિ પછી તરત જ પોતાના બે શિષ્યોને લઇને મુંબાઇ આવી નવલકિશોરને ત્યાં ઉતર્યા. એટલે પછી તો વિમળાના આનંદોત્સાહનો કંઇ પાર ન રહ્યો.

સ્વામીજીનું બધું કામ વિમળાએ જ પોતાના જ હાથમાં લીધું. તેમને કેટલાક આગેવાન માણસોને મળવું હતું, તેમને લાવીને વિમળાએ જ મેળવ્યા. સ્વામીજીને જાહેર ભાષણો કરવાનાં હતાં, તે વિષે બનતી વ્યવસ્થા વિમળાએ જ કરી. સ્વામીજીને વર્તમાનપત્રોમાં કંઇક લખાણ પ્રકટ કરવાનાં હતાં, તેની નકલો કરી તે લખાણો અધિપતિઓને વીમળાએજ ચોકસાઇથી રવાનાં કર્યાં. સ્વામીજીને મુંબાઇમાં સ્થળે

સ્થળે ફરવાનું હોય તો વિમળા જ મોટર ચલાવીને તેમને ફેરવતી. ઘરમાં પણ તેમને જોઇતી બધી અનુકૂળતા પર વિમળા જ લક્ષ આપતી અને તેમની શાંતિમાં ભંગ ન થાય તે માટે ચોકી કરતી.

એક માસમાં તો મુંબાઇમાં સ્વામીજીનો ઉન્નત અધિકાર પંકાયો, તેથી તેમને માટે બે ગોઠવણ નવલકિશોર સહેલાઇથી કરાવી શક્યા. એક તો ઘાટકુપરમાં લોકોએ તેમના મઠને માટે એક મકાન આપ્યું અને તેના નિર્વાહ માટે જરૂરી ખર્ચ આપવાનું માથે લીધું. બીજું, નરનારાયણના મંદિરમાં અઠવાડીઆના ત્રણ દિવસ ઉપનિષદના વર્ગો ચલાવવાની અને રવિવારે સામાન્ય ધાર્મિક વિષય પર ભાષણ આપવાની મંજુરી મળી. આ વ્યવસ્થાઓ થઈ, એટલે તે વિમળાની સહાયથી તરત અમલમાં મૂકાઇ. સ્વામીજી તરત ઘાટકુપર રહેવા ગયા અને વર્ગો વ્યાખ્યાનો શરૂ થયાં.

સ્વામીજી નવા વાસમાં તેમજ નિત્ય કાર્યમાં ગોઠવાઈ ગયા, તે પછી વિમલાને નવી મુસીબત ઉભી થઇ. થોડા જ વખતમાં તેને જણાયું કે કેવળ વર્ગોમાં ગયાથી કે સ્વામીજી સાથે વખતોવખત વાતો કર્યાથી પણ તેનું કામ સરે એમ ન હતું; કારણ કેવલ વિચારની ગુંચ ઉકેલવાની ન હતી પણ સમગ્ર જીવન ધીમે ધીમે સર્વાંગે પલટાવવાનું હતું–હૃદયપટનો તંતુએ તંતુ વિશુદ્ધ કરવાનો હતો. આ માટે તો સતત્ સાક્ષાત્ જીવનસંસ્કાર જોઇએ. અને છતાં સંસારનો સંપૂર્ણ ત્યાગ કરવા જેટલો હજી વિમળામાં વૈરાગ્ય નહોતો–તેમ કરવાની સગવડ પણ ન હતી.

તેથી વિમળાએ વચલો રસ્તો લીધો. ઘાટકુપરમાં મઠના મુખ્ય મકાનની બાજુમાં નીચે ઉપર એમ બે ઓરડીનો એકડંડીઓ મહેલ હતો, તેમાં જોઇએ ત્યારે રહેવા સુવાની તેણે પૂરી સગવડ કરી. તેથી કેટલીક વાર વર્ગમાંથી જ બારોબાર

સ્વામીજી સાથે તે ઘાટકુપર જતી અને સવારમાં વખતે પાછી આવતી અને વખતે આખો દિવસ ત્યાંજ ગાળતી. ત્યાં રહી જાય ત્યારે હાથે રાંધતી, ફલાહાર કરતી અથવા કવચિત્ મઠનો જ પ્રસાદ આરોગતી.

આમ બેએક મહિના વહી ગયા. એટલે એપ્રીલ મહિનો આવ્યો અને નવલકિશોરે દાર્જીલીંગ જવાનું નક્કી કર્યું. વિમળાને તેમણે સાથે આવવા પૂછયું, પણ વિમળાએ ચોખ્ખી ના પાડી. તેની તબીયત સુધારવાને મિષે પણ નવલભાઈએ આગ્રહ કર્યો. તો પણ વિમળા તો મક્કમ જ રહી.

નવલકિશોર હવા ખાવા ગયા તેટલો વખત વિમળાએ મઠમાં જ રહેવાનો નિશ્ચય કર્યો. હું એક દિવસ મઠમાં વિમળાની જીવનચર્યા જોવાને વર્ગમાંથી ઘાટકુપર ગયો. આઠેકને શુમારે પહોંચ્યો. રાત્રે તો પહેલીજ વાર મેં ત્યાં પગ મૂકયો.

થોડીવારમાં સૌ કુવા પર હાથ પગ ધોઈ મઠની પાછળના ખુલ્લા લીંપેલા ચોગાનમાં ભેગા થયા. ચારે બાજુએ જામેલી વૃક્ષાવલિ પવનમાં ઝુકતી હતી. બાગના કોઇ કોઇ પુષ્પનો મધુર સુવાસ ચોપાસ પ્રસરતો હતો. આઠમનો અર્ધ ચંદ્ર જરા ઝાંખા પ્રકાશથી મઠને શોભાવતો હતો.

સ્વામીજી વચમાં એક આસન પર, અને તેમના શિષ્યોની સાથે હું એક બાજુ પર બેઠા. એટલામાં વિમળા પોતાનું આસન લઇ આવી અને અમારી સામે ચુપકીદીથી બેસી ગઈ.

બન્ને શિષ્યોએ થોડા વેદાંતી શ્લોકો મીઠા આલાપથી ગાયા. સ્વામીજીએ બહુ જ ધીમે સ્વરે તે પર સહજ વિવરણ કર્યું, ધ્યાન વિષે એક બે સૂચના કરી અને પછી સૌ પોત-પોતાના ધ્યાનમાં મગ્ન થયાં. મને આંખો બંધ કરીને અંતરમ ઉતરતાં આવડતું ન હતું. અને બહારનું સૃષ્ટિ–સૌંદર્ય

અને ધ્યાનસ્થ મૂર્તિમાલા અત્યંત મનોહર લાગતાં હતાં. તેથી મેં તો કેટલીયે વાર સુધી આ અલિનવ દૃશ્યનું જ રસપાન કર્યું.

આશરે અડધાએક કલાક પછી વિમળાની સમાધિ પૂરી થઇ; એટલે તે બીજાને મુકીને ઉભી થઇ. હું પણ ઉઠયો. અમે આગળના કંપાઉન્ડમાં ફરવા માંડયું.

"તમે જાણો છો કે આ ધ્યાન કરવાથી મને બહુ જ શાંતિ વળે છે. જાણે મારા માથામાંથી કાંઇ અમૃત-પ્રવાહ મારા અંગે અંગને શીતલ કરતો હોય એમ લાગે છે." પોતાના અંતર સાથે જ વાત કરતી હોય એમ ધીમે પગલે ચાલતાં વિમળા બોલી.

"સવારે પણ આવું ધ્યાન કરતાં હશો, નહીં ?"

"સવારે ચાર વાગે એક શિષ્ય મારે માટે જ ઘંટ વગાડે છે અને સાડા ચાર વાગે અમે ધ્યાનમાં બેસીએ છીએ."

"ઘણી વાર અહીંઆ રાત્રે જ આવતાં તે આ બન્ને ધ્યાનમાં ભાગ લેવાને જ ?"

"હાસ્તો. ધ્યાન તો આજે મારૂં સર્વસ્વ છે. એક દિવસ પણ મોડું થાય કે ધ્યાન ન થાય તો મારો સારો દિવસ ખરાબ થાય છે."

"પણ તમને આખો દિવસ આ જંગલમાં કેમ ગમતું હશે ?"

"દિવસ તો કામમાં હવે જણાતો યે નથી. સવારે ધ્યાન પછી સ્વામીજી સાથે કંઇક હંમેશાં વાંચું છું. અજવાળું થાય એટલે મારી ઓરડીની પાસે મેં કુંડાં ગોઠવ્યાં છે અને ક્યારા કર્યા છે તેને કુવામાંથી સીંચીને પાણી પાઉં છું. આવતા ચોમાસામાં તો આખી વાડી ખીલવવાની છે તે જોઇને તમે પણ છક થઇ જશો."

" પછી ? "

" પછી હાથે રાંધી જમીને એકલી અભ્યાસ કરું છું. એટલે વર્ગમાં જવાનો વખત થાય છે."

" પણ આ બધા એકના એક કામથી તમને કંટાળો નથી આવતો ? "

" આ મઠમાં ન હતી ત્યારે ઘેર તો આવતો જ, અને મન ખેલવા દોડી જતું તેને જોરથી કાબુમાં રાખવું પડતું. પણ જ્યારથી અહીંઆ આવી છું ત્યારથી તો મને અહીંઆનું ઉજ્જડ એકાંત પણ રસિક લાગે છે અને દરરોજના એના એ બધા યે કામમાં રોજ નવો નવો આનંદ આવે છે. સ્વામીજીના સચ્ચિદાનંદની હવે કંઇક ઝાંખી થાય છે. "

એટલામાં અમે વાડીના એક છેડા પર આવી પહોંચ્યા. તે બાજુએ અમે જરા ઉંચી ટેકરી પર હોઇએ એમ લાગ્યું. નીચે કેટલેય સુધી છુટા છુટા પથરાયેલા બંગલાની બત્તીઓ. તેની પાર સ્ટેશનના ઝળકતા દીવા અને પછી વળી એક ઉંચા ટેકરા પર મંદિરનું શિખર અને તેની દીપમાલા દેખાતાં હતાં.

"તમને મહાબલેશ્વરની વાત યાદ છે ? પણ એક વરસમાં તો આપણુ અધિકાર બદલાયા. હવે તમે મારા ગુરૂ અને હું તમારો શિષ્ય થયો. "

" એ તો મશ્કરી કરો છો. પણ હું એટલું માનું છું કે દરેક માણસ આમ પોતાની જીંદગી સુધારી શકે."

" માત્ર મઠમાં આવીને તો નહીં જ ને ? "

" ના, ના, પણ જુઓ, આ સામેના નીચાણના પ્રદેશમાં કેટલા વારાફેરા થઈ જાય છે ? વરસાદથી કીચડ થાય ને કોઇવાર ધોધ પણ વહે, બંગલા પડે અને નવા બંધાય, વસ્તી વધે ને ઘટે. બધું જ વિધવિધ અને ક્ષણિક પતંગીઆના રંગ જેવું. પણ પેલા ઉન્નત શૃંગ પર આવેલું શિખર અને

તેનો ધ્વજ, તેની મૂર્તિ અને તેની દીપમાલ–એ તો કેટલાયે દશકાના–સૈકાઓના વારાફેરાના અમર સાક્ષી રૂપે વિરાજશે! બહુરંગી માયા તે ક્ષણિક, આત્મા તે જ એક અને અમર."

હું તો અમૃતરસના ઘુંટડા પીતો હોઉં એમ મને લાગ્યું.

"તમારૂં જીવન તો તમે સફળ કર્યું!"

"હજી તો ક્યાં? પેલું શિખર પ્રમાણમાં જરા ઉંચું દેખાય છે, પણ ઉપરના આભથી કેટલું નીચું છે? મારી અને સિદ્ધિની વચ્ચે એથી પણ વધારે અંતર છે."

અમે પાછા ફરવા માંડ્યું.

"હવે મને તમારી બહુ જ અદેખાઇ આવે છે."

"ત્યારે વકીલાત છોડીને કેમ નથી આવતા?"

"નથી તમારો વૈરાગ્ય કે નથી તમારા જેટલું નિશ્ચયબળ."

"એ બધું ખોટું. ધારો તો તમે બધું કરી શકો."

"એ જ છે ને? સુકાન ચલાવતાં તો શીખ્યો જ નથી. મારી હોડી કેવળ પવનને જ શરણે રહે છે." હું બગાસું ખાતાં બોલ્યો. વિમળાથી હસી પડાયું.

"તમે તો એવા જ રહ્યા."

"અને જીંદગીભર એવો જ રહેવાનો."

"હવે મારે તો સુવાનો વખત થયો. હું જાઉં છું."

"સાહેબજી."

"નમો નારાયણ." જવાબમાં જરા હસીને વિમળા બોલી.

હું એની સામે જોઇ રહ્યો. એ બારણું બંધ કરીને ઉપર ચઢી ગઇ.

વિમળાની આ વાત અને વર્તનથી હું વધારે ચકિત થયો. મારી પથારીમાં પડયો તે પછી કયાંય સુધી મને આ મનોહર મૂર્તિના વિચારો આવ્યે જ ગયા. માત્ર એકજ વરસ પર–છ મહિના પર જે અજબ શક્તિ સૌને ચમકાવવામાં અને નમાવવામાં જ વપરાતી, તે હવે કેવલ અંતરના શત્રુઓને જ વશ કરવામાં વપરાતી હતી. જે તેજસ્વી બુદ્ધિ દરેક ઘડીએ કંઇક ને કંઇક નવીનતાને ઝંખતી, તે આજે શાંત ને સ્વસ્થ થઈ હતી જે હૃદય અંદરથી સુકાઇ ગયું હતું અને નિત્ય નવનવા આવેશમાં ઝંપલાવતું, તે આજે દિવ્ય સ્નેહના મીઠા વારિથી છલકાતું હતું. જે સુંદર મુખકમલ પહેલાં ક્ષણે ક્ષણે દરેક ભાવ કે તરંગથી ક્ષોભ પામતું, તે હવે સૌમ્ય અને સ્નિગ્ધ બની આત્માના ધ્યાનમાં મધુર પરિમલ પ્રસારી રહ્યું હતું. જે ચંચલ નયન જ્વલંત તેજથી સૌને મુગ્ધ કરતાં અને આંજી નાંખતાં, તે હવે પરમ નમ્ર ભાવે નમેલાં જ રહેતાં. જે સુકોમલ અંગો ઘરમાં જરા સરખું કામ કરવાને પણ ભાગ્યે જ ટેવાએલાં હતાં, તે હવે બાગ અને રસોઇનું કામ રમતની માફક કરતાં. જે સમગ્ર જીવન પોતાના જ વિલાસ અને ઉપભોગ માટે વ્યતિત થતું, તે હવે ભગવાન નારાયણને નૈવેદ્યરૂપે સમર્પણ થયું હતું.

ચંદ્રિકાના પ્રવાહમાં તરતી અને ચોપાસ મધુર શાંતિ રેલાવતી વિમળાની સાત્ત્વિક ધ્યાનસ્થ મૂર્તિ મારી આંખ આગળ રમી રહી- સ્વપ્નામાં પણ મને તેનાં જ દર્શન થયાં–તેના જ ઉપદેશનું દૃશ્ય ખડું થયું.

સવારે આશરે સાતેક વાગે સૂર્યનાં કિરણ મારી ઓરડીમાં દાખલ થતાં હું ઝબકીને જાગ્યો, ત્યારે ગળામાં રૂદ્રાક્ષની માલા અને હાથમાં એક પુસ્તક લઈ વિમળા ત્યાં ઝળકી ઉઠી અને મને પથારીમાં લોટતો અને આંખો ચોળતો જોઇ ખડખડાટ હસી પડી.

# શાન્તિસુન્દરીની સાધના

૧૬

એક વખતે મેં એક ઈંગ્રેજી લેખમાં વાંચેલું કે આશરે ચાળીસ વરસની વયે હિંદુસ્તાનની ઉત્તમ સ્ત્રીઓમાં એવું કંઇ અનન્ય ગૌરવ અને શક્તિ પ્રકટે છે કે જેનો પરદેશીઓને ખ્યાલ પણ ન આવી શકે. ઘણો વિચાર કરતાં અને મારા અનુભવ પર દ્રષ્ટિ નાંખતાં મને આ વાત સમજાએલી નહીં; કારણકે મારા વતનમાં તો પરણાવવામાં અને પસ્તાવવામાં, લગ્નમરણના વરાવિધિઓ ઉકાળવામાં અને જાનકાઢું જવામાં જ આધેડ સ્ત્રીઓની અસાધારણ કુશળતા મેં જોયેલી. પછીથી, કંઇક વધારે સંસ્કારી કુટુંબની માતાઓને, નવા જમાના પ્રમાણે ખીલતાં પોતાનાં છોકરાંઓને પોતાના જુના વિચારો મુજબ દોરવાનો વ્યર્થ પ્રયત્ન કરતી તથા અખંડ ધીરજ અને સહનશીલતાથી સુઘડ અને સુવ્યવસ્થિત ઘર ચલાવતી જોયેલી. આવી કોઇક સ્ત્રીઓમાં પરિપકવ સ્ત્રી-સ્વભાવની પણ ઝાંખી થયેલી. પણ તેનું પ્રથમ પુનિત દર્શન તો શાન્તિસુન્દરીના પરિચયમાં આવ્યો ત્યારે જ થયું.

કૉલેજનો અભ્યાસ, સાહિત્યનો શોખ અને ઘરની અનુકૂળતાથી શાન્તિસુન્દરીએ ગુજરાતીમાં કેટલાંક સરસ કાવ્યો, નાની વાતો અને એક મૌલિક નવલકથા લખેલાં તેમ જ બે પુસ્તકોનાં ઈંગ્રેજીમાંથી ભાષાંતરો કરેલાં. તે ઉપરાંત તે

ઉત્તમ માસિકોમાં સરસ લેખો પણ વારંવાર લખતાં. તેથી સર્વોત્તમ સ્ત્રી લેખક તરિકે ગુજરાતી પ્રજામાં તેમનું નામ મશહૂર હતું. તેમનું જીવનચરિત્ર અનેક વાર વર્તમાનપત્રોમાં પ્રકટ થયેલું તે ઉપરથી તેમની રૂપરેખા પણ હું જાણતો થયો હતો.

શાન્તિસુન્દરીના પિતા મૂળ ગુજરાત તળના વતની હતા. પણ પછી તે મુંબાઈ વકીલાત કરવા આવેલા. એ સંજોગોમાં શાન્તિસુન્દરીને મુંબાઇની કૅાલેજમાં અભ્યાસ કરવાની સગવડ મળી હતી; અને અભ્યાસકાળ દરમ્યાન, તે પ્રીવીઅસના વર્ગમાં દાખલ થયાં ત્યારથી મનોહરલાલ નામના એક લક્ષાધિપતિના પુત્ર–જે તે વખતે કૉલેજના ફર્સ્ટ ફેલો હતા–તેની નજર તેમના પર ઠરેલી. પછી તો, શ્રીમંત અને ચકોર યુવકોને જે અનેક કળાઓ આવડે છે તે બધી વાપરીને મનોહરલાલે ધીમે ધીમે શાન્તિસુન્દરીનો પરિચય વધાર્યો. પરિચયમાંથી મૈત્રી થઇ, મૈત્રીમાંથી પ્રેમ પ્રકટ્યો અને શાન્તિસુન્દરી બી. એ. ના વર્ગમાં આવ્યાં ત્યારે મનોહરલાલનાં કુટુંબીઓની ઘણી નામરજી છતાં પણ તે બન્નેનાં લગ્ન થયાં.

હું જે વખતે શાન્તિસુન્દરીના સમાગમમાં આવ્યો ત્યારે તેમનું વય ૪૩ અને મનોહરલાલનું ૪૭ વરસનું હતું. તેમને બે છોકરા હતા–૨૩ વરસનો ચંદ્રશેખર અને ૧૦વરસનો સુરેશ; અને શ્યામા નામની ૨૦ વરસની એક છોકરી પણ હતી. કોઇ કોઇ વાર આખા કુટુંબને જાહેર સભાઓમાં જોતો અથવા મોટરમાં વિહરતાં નીરખતો ત્યારે "તેમનામાં લક્ષ્મી અને સરસ્વતીનો–સુવર્ણ અને સુગંધનો–પ્રેમ અને પ્રતિષ્ઠાનો–અદ્ભુત સંયોગ નિહાળીને મારૂં દિલ ઠરતું અને તેમના માઉન્ટ પ્લૅઝન્ટ રોડ પરના આલીશાન મકાનને સંસારમાં સ્વર્ગ સમાન માનતો.

હું ધીમે ધીમે સ્ત્રીજાતિનો પૂજક થયો હતો. અને સ્ત્રીઓના ભાવોનું ઉત્તમ પ્રતિબિંબ મને શાન્તિસુન્દરીનાં

લખાણોમાં દેખાતું હોવાથી તે મને બહુ જ ગમતાં. આળસની એક ક્ષણે તેમની કેટલીક ટૂંકી વાતો અને લાંબાં લખાણોમાંથી સરસ વિચાર-રત્નોનો સંગ્રહ કરવાનું મન થયું. તે તરંગ ઉપર થોડા દિવસ મહેનત કરી. તેને અમલમાં મૂક્યો. પછી તે પુસ્તક પ્રકટ કરવાની અને અર્પણ કરવાની રજા માગવાને શાન્તિસુન્દરી ઉપર વિનતિપત્ર લખ્યો. જવાબમાં . તેમણે આવો સંગ્રહ કરવાના શ્રમ લેવા માટે મારો ઉપકાર માન્યો; પણ તેની આવશ્યકતા વિષે કંઇ અવિશ્વાસ બતાવ્યો અને છેવટે તે લઇને બને તો તેમને ઘેર મળી જવા સૂચવ્યું. એ કાગળ અને આમંત્રણને મેં ઘણા જ આનંદથી વધાવ્યાં, અને તેમની સાથે દિવસ અને સમય નક્કી કરીને હું તેમને મળવા ગયો. સંગ્રહની ઉપયોગિતા અને તેના દરેક લેખની ચુંટણી વિષે મેં મારૂં દૃષ્ટિબિંદુ તેમને સમજાવ્યું અને કેટલીક ચર્ચા પછી પોતે આવો સંગ્રહ પ્રકટ કરે તે અયુક્ત ગણાય તેથી મને તેમ કરવાની રજા તો આપી; પણ તેનો બધો ખર્ચ લેવાનો પણ મને આગ્રહ કર્યો. પણ એ ન સ્વીકારવામાં હું દૃઢ જ રહ્યો. છેવટે પુસ્તક બેએક માસમાં પ્રકટ થયું અને પ્રજાને ઘણું જ ગમી જવાથી થોડા જ મહિનામાં ખપી ગયું.

આમ શાન્તિસુન્દરીનો પરિચય થયો તે પછી સાહિત્ય વિષે મારી કંઇક અભિરૂચિ જોઇને તેમણે નવાં પુસ્તકો પસંદ કરવાનું કામ મને સોંપ્યું; પુસ્તકો વગેરે તૈયાર કરવામાં કંઇક કંઇક મારી સહાય લેવા માંડી અને પછીથી મને ઉપતંત્રીનું કામ સોંપીને તેમણે "કેતકી" નામનું એક સ્ત્રીઉપયોગી માસિક પ્રકટ કરવા માંડયું.

આ બધા યે સમય દરમ્યાન શાન્તિસુન્દરી અને તેમના કુટુંબ સાથે પણ મારો પરિચય ગાઢ થતો ગયો. તેમને તેમના કુટુંબના સૌ માણસો અને સર્વ સ્નેહીઓ શાન્તિ બ્હેનને મીઠે નામે જ બોલાવતા. શાન્તિ બ્હેન

અને તેમના પતિ વચ્ચેના સંબંધ વિષે મારી કંઇક અનોખી જ ધારણા હતી; પણ તે મારી ધારણા કરતાં કંઈ જુદો જ દેખાતાં હું પ્રથમ ઘણું જ આશ્ચર્ય પામ્યો અને પછી દુઃખી થયો.

મનોહરલાલે કૉલેજ છોડી તે પછી તે તેમના પિતાની મોટી મીલોના અને જંગી વેપારના કારભારમાં ગુંથાયા હતા. તેથી સાહિત્ય અને તત્ત્વજ્ઞાન તેમણે છેક જ વિસાર્યાં હતાં, એટલું જ નહીં પણ તે ઉપરથી તેમની શ્રદ્ધા પણ ઉઠી ગઈ હતી. તે આ સંસારને જ સત્ય સમજતા અને ધર્મ ને કવિતાની હવાઈ વાતોને હંમેશાં હસી કાઢતા. પણ આ ઉપરથી કળાય તે કરતાં તેમનું ચારિત્ર ઘણું જ શુદ્ધ અને તેમનું હૃદય ઘણું જ સ્નેહાળ હતું. વેપાર ધંધામાં પણ બીજા ધનાઢ્યોને મુકાબલે નીતિ અને ચોખવટની બાબતમાં તેમણે ઘણી પ્રતિષ્ઠા મેળવી હતી. જાહેર જીવનમાં સૌ સારા કામમાં છુટે હાથે પૈસા આપીને અને કોઈ કોઈ વ્યવહારિક મંડળોમાં સામેલ થઇને તે સંતોષ માનતા. અંગત પરિચયમાં તે સૌની સાથે બહુ મીઠાશથી વર્તતા અને કુટુંબીઓ પર તો અગાધ પ્રેમ વરસાવતા.

જ્યારથી મનોહરલાલ પાકા વેપારી થયા ત્યારથી શાન્તિ બ્હેનની માનસ સૃષ્ટિના દ્વાર તેણે જાણી જોઇને જ પોતાની સામે બંધ કર્યાં હતાં. તે માત્ર તેમના સાંસારિક સુખ માટે ઘણી જ કાળજી રાખતા ને તેમના કામમાં જોઇતી અનુકૂળતા આપતા. આથી બંને એ બાજાને અમાપ પ્રેમથી પૂજતાં, છતાં બંનેના રસ અને જીવન કંઇક જુદી જુદી દિશામાં વહેતાં. મનોહરલાલ પાર્ટીઓ અને જલસામાં તેમજ નાટક અને સીનેમામાં જવાનો શાન્તિ બ્હેનને આગ્રહ કરતા, અને તેને શાન્તિ બ્હેન કોઇક વખત વશ પણ થતા; ત્યારે શાન્તિ બ્હેન સાધારણ વાત કરવા જતાં પણ કંઇક ભાવનામાં સરી જતાં. તે જોઇને મનોહરલાલ ખડખડ હસી પડતા અને આમ હવામાં ઉડી નાખતું મગજને દુઃખવવાનો અને

પરલોકની ચિંતામાં આ લોકનું સુખ ન ગુમાવવાનો નિરંતર ઉપદેશ આપતા.

આ ખુલ્લા સ્વભાવ-ભેદની તેમનાં સંતાન ઉપર અસર થાય એ સ્વાભાવિક હતું. પણ નવાઇની વાત તો એ હતી કે પુત્ર ચંદ્રશેખરે જ્યારે માતાનો વારસો લેવા માંડયો હતો ત્યારે પુત્રી શ્યામા પિતાનો વારસો મેળવવાને માર્ગે વહતી હતી. મનોહરલાલ જરા શામળા અને જાડા હતા ત્યારે ચંદ્રશેખરની કાયા ઉંચી, એકવડી અને ગૌરવર્ણી હતી. આટલી ઉત્તરાવસ્થામાં પણ માતાના ચ્હેરા ઉપર જે સ્નિગ્ધ ગાભીર્ય ન દેખાતું તે ચંદ્રશેખરના સુંદર વદનને સદા સોહાવતું. માતાની કોમળતા અને રસિકતા, તે જ સ્પર્શશીલતા, અને ભાવનામયતા. તે જ નમ્રતા અને તે જ અધ્યાત્મભાવ ચંદ્રશેખરમાં દીપતાં. રૂપમાં કંદર્પ જેવો, ગૌરવમાં ઈંદ્ર જેવો, બુદ્ધિમાં બૃહસ્પતિ જેવો અને ભક્તિભાવમાં નારદ જેવો ચંદ્રશેખર દુનિયામાં કોઈ દેવ વિચરતો હોય એવો લાગતો.

અને ચંદ્રશેખર જેમ માતાના ચરણ સેવતો તેમ શ્યામા પિતાની પૂજક હતી; એટલે શાન્તિ બ્હેન ઉંચાં, નાજુક અને ગૌરવર્ણાં લાગતાં ત્યારે શ્યામા જરા ટુંકડી, ગટ્ટી અને કૃષ્ણવર્ણી દેખાતી. છતાં માતામાં જે યૌવનનાં તેજ અને લાવણ્ય ઝળકતાં હતાં તે પુત્રીમાં નવે સ્વરૂપે ખીલતાં હતાં. શ્યામાના વિશાળ નયનના જ્વલંત તેજથી જોનાર અંજાઇ જતો અને તેમાંથી જો બચે તો તેના અગાધ ઉંડાણમાં ગુમ થઇ જતો. માતાના પરમ ભૂષણ રૂપ સ્વાસ્થ્ય અને સૌમ્યતાને બદલે પુત્રીની બુદ્ધિની તીક્ષ્ણતા અને સ્વભાવની તરલતા તરત ધ્યાન ખેંચતાં. તેના બાળપણ પછી પિતાએ તેને ખુબ વ્હાલથી બહુ જ લાડ લડાવી ઉછેરી હતી, તેથી તેણે તેમની જ સંસારભાવના સ્હેજે સ્વીકારી લીધી હતી. અને જો કે કુદરતી રીતે તે ઘણી જ સ્નેહાળ અને નિર્દોષ હતી, છતાં તેની આંખના ચમકારામાં અને નાકના મરોડમાં, તેના જીદ્દી સ્વભાવમાં

અને ગર્વિત વાણીમાં કંઇ એવું તત્ત્વ હતું કે જે બહારના માણસને કંઇક ગૂઢ, કંઈક ન સમજાય એવું લાગતું.

દશ વરસનો સુરેશ તો હજી બાળક હતો. માતા તેમજ પિતા બન્ને તેને પોતપોતાનો શિષ્ય બનાવવાની આશા રાખતાં. તે ઘણો ચકોર અને ચંચલ હતો, તેમ મીઠડો અને સોજીલો હતો. હજી સુધી તેનામાં ખરેખરી તો એક જ કલા ખીલી હતી. સૌનો સ્નેહ વર્તવાની, ને સૌના પર વ્હાલ વરસાવવાની.

## ૨૬

વસંત ઋતુમાં 'કેતકી'નો પહેલો અંક બહાર પડયો ત્યારે ચંદ્રશેખર એલ. એલ. બી.ની બીજી પરીક્ષામાં અને શ્યામા બી. એ.ની પરીક્ષામાં બેસવાની તૈયારી કરતાં હતાં. તેમના ભવિષ્યનો સવાલ સ્વાભાવિક રીતે તેમની બન્નેની નજર આગળ તરતો હતો અને કેટલાક માસથી ઘરમાં ચર્ચાતો હતો. ચંદ્રશેખરને બેરીસ્ટર થવાનું મન હતું અને શ્યામાને ઇતિહાસ–અર્થશાસ્ત્રનો ઉંચો અભ્યાસ કરવાને વિલાયત જવાની ઉત્કટ ઇચ્છા હતી. મનોહરલાલે ઉદાર ચિત્તે બંનેને સાથે વિલાયત જઈ અભ્યાસ કરવાની રજા આપી હતી. પણ શ્યામાને આટલી કાચી વયે લંડન મોકલવાની સામે શાન્તિ બ્હેનનો સખ્ત વિરોધ હતો. તે વિરોધ તેમના મનમાં ઉંડો ઉંડો જ ધુંધવાયા કરતો.

જુન માસમાં બંનેનાં પરિણામ એક જ દિવસે જણાયાં. બંને પાસ થયાના સમાચાર તેમણે મનોહરલાલની ઓફીસમાંથી ટેલીફોન કરીને શાન્તિ બ્હેનને કહ્યા. પછી તેઓ કેટલાક મિત્રોને મળીને અને મોટરમાં ફ્રીને સાંજે સાડાસાતને સુમારે ઘેર આવ્યાં. ત્યારે હું પણ દીવાનખાનામાં શાન્તિ બ્હેનની સાથે માસિક વિષે કાંઇક વાત કરતો બેઠો હતો. દોડતી અને હાંફતી પહેલી શ્યામા દીવાનખાનામાં દાખલ થઇ.

"શાન્તિ બ્હેન, અમે બન્ને પાસ! કેટલું સરસ!" તેમની સામે ખુરશી પર બેસતાં શ્યામા બોલી.

"ઘણું જ સારૂં થયું. તમારી મહેનત સફળ થઈ."

એટલામાં ચંદ્રશેખર આવીને માતાની બાજુએ બેઠો. તેની સામે જોઇ વળી શાન્તિ બ્હેન બોલ્યાં:

"ચંદ્ર, તું તો તો હવે વકીલ થયો."

"તમારો આશિર્વાદ." ચંદ્ર મિતાક્ષર બોલ્યો.

"પરિણામ જોઇને અમે તરત જ બાબુજીની ઓફિસે ગયાં. ત્યાં તેમણે અમને ઘણી જ સરસ પાર્ટી આપી અને અમારી સાથે ખુબ વાતો કરી."

"બાબુજીને ભલી નવરાશ મળી!"

"અને તેમણે એકદમ નક્કી પણ કરી દીધું."

"શું?"

"અમારૂં વિલાયત જવાનું." શ્યામા ઘણીજ હોંસથી બોલી.

"જજો ત્યારે; પણ મારી મરજી નથી."

"શાન્તિ બ્હેન, તમે તો ખરે વખતે જ રંગમાં ભંગ પડાવો છો." શ્યામા જરા લાડતી, જરા ઠપકો દેતી હોય એમ બોલી.

"પણ શાન્તિ બ્હેનની પૂરી વાત સાંભળ્યા વિના એકદમ શું બોલે છે? પૂરૂં સમજ તો ખરી." ચંદ્રશેખર વચમાં પડયો.

"તેમની વાત તો કોણ નથી જાણતું? બધું વાદળ મારા જ ઉપર છે."

શ્યામા જાણે દુઃખમાં ડુબી હોય તેમ તેણે માથું નીચું નમાવી આંખો પર હાથ ઢાંક્યા.

"હા, તારા જ ઉપર. તને આટલાં વરસ આંખ આગળ ઉછેરી છે તે એમ કંઇ ગમે તેમ દૂર કરવાને નહીં, સમજી કે ?" શાન્તિ બ્હેન દૃઢ અવાજે બોલ્યાં.

"એટલે અમારૂં પાટીઉં તો ફરી જ વળ્યું !" શ્યામાએ આર્ત સ્વરે કહ્યું.

"શ્યામા, તારે મન તો સુરજ વિલાયતમાં જ ઉગે છે અને બીજે બધે અંધારૂં જ ને ?" ચંદ્રશેખર વચમાં બોલ્યો.

"પણ વિલાયત જવામાં એટલું બધું ખોટું હોય તો બાપુજી કેમ હા કહેતા હશે ?"

શ્યામાના મ્હોંમાંથી આ શબ્દો પુરા નહીં નીકળ્યા હોય એટલામાં દરવાજા આગળ મોટરનો અવાજ થયો, સૌ ઘડીવાર રાહુ જોઇ રહ્યાં અને તરતજ મનોહરલાલ આવીને શ્યામાની બાજુમાં આરામખુરશી ઉપર બેઠા. એટલે શ્યામા શાન્તિ બ્હેન સામેથી ઉઠી મનોહરલાલની બાજુ પર બાળકની માફક બેસી ગઇ.

"તું કેમ દુઃખી જણાય છે ?" શાન્તિ બ્હેન તરફ નજર કરી મનોહરલાલ બોલ્યા. "આજે તો સુખનો દિવસ છે."

"તમારી લાડકી છોકરીને પૂછો." શાન્તિ બ્હેને જરા મજાકમાં કહ્યું.

"બાપુજી, શાન્તિ બ્હેન મને જ વિલાયત જવાની રજા નથી આપતાં." શ્યામા રીસાઇ હોય એમ નાટક કરતી બોલી.

"ઓહો એ જ ને ?" મનોહરલાલ શ્યામાની પીઠ પર હાથ ફેરવતા બોલ્યા. "તેમાં ગભરાય છે શું કરવા ?"

"ત્યારે પછી મારાથી શી રીતે જવાય ?"

"તે તું જાણતી નથી ? એ તો જુના વિચારની છે. તારામાં હિંમત હોય તો જજે."

"મારામાં તો હિંમત છે જ. હું તદ્દન એકલી પણ વિલાયત જઇશ." શ્યામા ફરીવાર માથું ઉંચકી અને આંખ ચમકાવી બોલી.

"શાબાશ!" મનોહરલાલ હસીને બોલ્યા.

"અને તારે કદાચ એકલાં જ જવું પડશે." ચન્દ્રશેખર ઓચિંતો બોલ્યો.

"કેમ, તમે નહીં આવો?" શ્યામાએ ગભરાઇને પૂછ્યું.

"નહીં જ. શાન્તિ બ્હેનનો જીવ બાળીને તું જાય તો તને વળાવવા પણ ન આવું!" ચન્દ્રશેખરે અણીનો ઘા કર્યો.

"ત્યારે તમે અહીંઆ શું કરશો?"

"અહીંઆ શું કરીશ? જે આવડશે તે!"

"બેરીસ્ટર નહીં થાઓ?"

"તે થયા વિના જીવી શકાશે. અને તું લંડનમાં જઇને અર્થશાસ્ત્ર નહીં ભણે તો દુનિયા કંઇ ઊંધી નહીં વળી જાય!"

શ્યામા ઠંડી પડી ગઇ; પણ ત્યાં તો મનોહરલાલ તેની વ્હારે આવ્યા.

"આટલું બધું શા માટે?"

"બાબુજી, શાન્તિ બ્હેનની મરજી વિરૂદ્ધ શ્યામા જાય તે મારાથી નથી જ ખમાતું!" ચન્દ્રશેખરે સ્હેજ આવેશથી જવાબ આપ્યો.

"પણ એના વિચાર તો જૂના છે તે કદિ ફરવાના જ નહીં."

"તો કંઈ નહીં. કરોડો માણસ હિન્દુસ્થાનમાં ક્યાં એમ જ જીંદગી પૂરી નથી કરતાં?"

મનોહરલાલે હારીને છેવટે શાન્તિ બ્હેનને વિનવવા માંડ્યું.

"તારો છોકરો તો મારી આજી ઉંઘી વાળે છે. તું કેમ બોલતી નથી ?" શાન્તિ બ્હેન તરફ નજર કરી મનોહરલાલ બોલ્યા.

"હું શું બોલું ? મારા વિચારની તો તમને કંઇ કિંમત નથી !"

"હવે એ બધાં મશ્કરી જવા દે ! પણ આમાં કંઇ રસ્તો થઇ શકે એમ નથી ?" મનોહરલાલે જરા નરમ થઇ સ્નેહપૂર્વક કહ્યું.

"રસ્તો એજ કે ચન્દ્ર જાય અને શ્યામા રહે."

"તારી જ છોકરીને વિષે આમ અચકાય છે ત્યારે પછી તારી સ્ત્રીજાતિની ઉન્નતિની આ બધી વાતો શા માટે ?"

"આમ આંધળીયાં કર્યે કાંઈ ઉન્નતિ ન થાય."

"ત્યારે પછી છોકરાઓની કોલેજમાં ભણવા અને રમવા શું કરવા જવા દે છે ?"

"છોકરીઓની કોલેજ નથી માટે. અને વળી રાત દિવસ મારી આંખ નીચે છે તેથી."

"આ ચાર વરસમાં તો શ્યામાએ તારૂં દિલ દુભવ્યું નથી ને ?"

"ના..........પણ..."

શાન્તિ બ્હેનને પૂરૂં બોલવા દીધા વિના મનોહરલાલે વકીલાત આગળ ચલાવી.

"ત્યારે તારી નજર નીચે આમ શ્યામાએ ઉમેદવારી પૂરી કરી તો પણ હજી તે એની પાંખે ઉડી ન શકે ?"

"નહીં જ. હવે જ એની ખરી કસોટીનો વખત આવે છે."

"મારી કસોટી ? કોણ કરવાનું છે ?"

"શ્યામા ! તું સમજ્યા વિના નકામી વચમાં બોલ નહીં. આજે તું કરે છે તે બધુંએ મને ગમે છે એમ ના ધારતી."

"હું એવું શું કરું છું ?" શ્યામા જરા ગભરાઇને બોલી.

"ઘણુંએ. તારી વલવલતી આંખો અને ચંચળ ચાળા, તારા દોસ્તારોની દોડાદોડ અને નાટક ચેટકના શોખ એ બધું મને જરા યે નથી ગમતું. અને આથી જ તને વિલાયત મોકલતાં મારી છાતી ચાલતી નથી. સમજી હવે ?"

"તેં તો બિચારીને છેક જ ધોઇ નાંખી ! પાસ થઇ તેનો શિરપાવ ઠીક આપ્યો !" મનોહરલાલ શ્યામાનો હાથ પંપાળતાં બોલ્યા.

"તમે મને બોલાવી ત્યારે મારે બે અક્ષર કહેવા પડયા. બાકી હજી તો ભોળી છે. ધીમે ધીમે ઠેકાણે આવી જશે."

"ડાહી–શાણી–ઠરેલ–ગુણીઅલ–ગૃહિણી થશે ખરી ?" જરા મજાક ઉડાવતાં બાબુજીએ પૂછયું.

"તે હું પરણવાની તો છું જ નહીં." શ્યામા મનોહરલાલના પાસામાં લપાઇને બેઠી હતી, ત્યાંથી ઉઠી બોલી.

"હું કંઈ તને પરણાવવા માગતી નથી ! તે તારી મરજીની વાત છે."

મનોહરલાલે હાથ પરનું ઘડીઆળ જોયું અને ઉભા થયા:

"ચાલો શ્યામા, આજે તારા ગ્રહ પાંશરા નથી. તારી માને વળી બીજે કોઈ દિવસે સમજાવીશું."

"પણ એમ શું કરવા ? છોકરી તમારી છે. તમારે મોકલવી હોય તો ભલે જાય. અને ચંદ્રની હઠ તો હું છોડાવીશ." શાન્તિ બ્હેન પણ ઉભાં થતાં સ્હેજ દુ:ખના આવેશમાં બોલ્યાં.

"હું તો એકનો બે થાઉં જ નહીં. શાન્તિ બ્હેન માને ત્યારે જ હું તો માનું." ચંદ્રશેખર પણ ઉભો થયો.

"જોયો તારો છોકરો ! કેવો સત્યાગ્રહી છે !"

"એ કંઇ આજનો છે ? છોકરી તમારી અને છોકરો

મારા !" શાન્તિ બ્હેન જરા મ્હો મલકાવીને બોલ્યાં. પછી સૌ જમવાની તૈયારી કરવાને વિખરાયાં.

છેવટે ચન્દ્રશેખર અડગ જ રહ્યો. તેને જેમ મનોહરલાલે જરાયે દુરાગ્રહ ન કર્યો, તેમ ડહાપણથી શ્યામાને વિલાયત મોકલવાનો વાયદો કરીને જ તેને આશ્વાસન આપ્યું. પણ તેથી શ્યામા તો ખુબ ચીઢાઇ અને રીસાઇ. ખાવાપીવામાં અને પહેરવાઓઢવામાં, ફરવા જવામાં અને રમવા ખેલવામાં પણ તેણે ઘણીએ વાર રૂસણું લીધું. તેણે ઘણીએ વાર પગ પછાડયા, આંખોમાંથી અગ્નિ વરસાવ્યો, અને હોઠથી કેટલોયે ગણગણાટ કર્યો; પણ બધું વ્યર્થ ગયું. એટલે ધીમે ધીમે તે ઠંડી પડતી ગઇ. પણ આમ તે બહારથી ઠંડી પડતી દેખાતી હતી ત્યારે તેના અંતરમાં કારી ઘાની વેદના પીડા કરતી હતી. તેને આથી જીંદગીમાં પહેલી જ વાર તેની પાંખ કપાયેલી લાગી, તેને તેના પગ પર બેડીઓ સાલવા માંડી, અને સ્ત્રીજીવન પર જ તિરસ્કાર આવ્યો. આમ દુઃખમાં અને રોષમાં તેની આંખો જરા ઝાંખી પડી, તેનું વદન જરા નિસ્તેજ થયું, તેની મસ્તી જરા ઓછી થઇ, તેનો મદ જરા હલકો પડયો.

૩૬

ચંદ્રશેખરે તો નવી ટર્મ ઉઘડતાં એમ. એ. માટે ઇતિહાસનો અભ્યાસ શરૂ કર્યો—અને યુનિવર્સિટીમાં જઇ ભાષણો સાંભળવા માંડયા. તેણે શ્યામાને પણ સાથે જોડાવાને સમજાવ્યું, પણ તેણે તો અભ્યાસ છોડીને ઘેર જ ફાવે તે વાંચવાનું રાખ્યું.

આમ મહિનો એક ગયો હશે, એટલામાં એક દિવસ સાંજે હું "કેતકી"ના થોડાં પ્રુફ લઇને શાન્તિ બ્હેનને મળવા ગયો, ત્યારે તે બંગલાના દરીઆ તરફના પાછલા ઓરડામાં બેઠાં હતાં. મારી પ્રુફ વિષેની વાત થોડી વારમાં પૂરી થઈ.

" આજે તો મારે બહુ જ દુઃખનો દિવસ છે ! " શાન્તિ બ્હેન ખરેખર દુઃખી ચ્હેરે બોલ્યાં.

" કેમ ? "

" આ સામે નાટક ચાલે છે તે નથી જોતા ? "

મેં દરિયા પર લાંબે સુધી દૃષ્ટિ નાંખી.

" આ તરફ (જમણે હાથે સૂચવીને) શ્યામા બાગમાં ફરતી નથી દેખાતી ? "

હું એ તરફ ફરીને બોલ્યો.

" હા. "

" બે ત્રણ કલાકથી આજે આમ ફર્યા જ કરે છે અને એને જોઉં છું ત્યારે જાણે કોઇ ઘવાયેલું પંખી પાંખો સંકેલીને દુઃખના નિસાસા નાંખતું જમીન પર ધીમે ધીમે ચાલતું હોય એમ જ લાગ્યા કરે છે. આજે એ ફરવા ન ગઇ એટલે, જુઓ, ચન્દ્ર પણ સામે ચોપડી લઇને બેઠો છે."

" મને ખબર નહીં કે શ્યામાને આટલું ઉંડું સાલશે. તે બહુ જ ગંભીર થતી જાય છે. "

" અને એનાં બધાં દુઃખનું ખરૂં કારણ હું જ છું. હું આ ઘડીએ રજા આપું તો તે ફરીથી હસવા કુદવા માંડે, ચન્દ્રની સાથે પહેલી જ આગબોટમાં વિદાય થાય, અને બાબુજી પણ ઘણા ખુશી થાય–સૌને આનન્દ ને ઉત્સવ થઇ રહે ! "

"પણ તમે તો શ્યામના સારાને સારૂ જ ના કહો છો ને ? "

" શું ખરેખર સારૂં અને ખોટું તે તો પરમેશ્વર જાણે. બાબુજીના તો છોકરી પર ચારે હાથ છે ને તેમને મારા કરતાં દુનિયાનો અનુભવ પણ વધારે છે. પણ છતાં હું જે ઘણું જોખમભરેલું માનું છું તે એમને સહજ જેવું લાગે છે. "

" બાબુજી તો ખરેખર રાજા માણસ છે. એમની ઉદારતાનો કંઇ આંક જ નથી."

" અને જેવું એમનું મન ઉદાર છે તેવું મારૂં સાંકડું છે. માણસથી મમતા મૂકાતી જ નથી."

" મમતા કેવી રીતે ?"

" મેં મારી આખી જીંદગીમાં જોયું છે કે જ્યાંસુધી કોઇના પર વધારે પડતી મમતા રખાય છે, ત્યાં સુધી બંને થોડાંઘણાં દુ:ખી થાય છે. મમતા મૂકી એટલે બંનેને સુખ શાન્તિ." આ બોલતાં શાન્તિ બ્હેનની ઉંડી આંખમાં પહેલાંના કંઇક પ્રેમભાવ ઘડીભર ઝબકયા, તેમના કરચળી વળતા ગાલ પર લાલી તરી આવી, અને તેમના અવાજમાં કંઇ અગાધ દુ:ખનો પડઘો પડયો.

હું તે કંઇક સમજ્યો; પણ ન સમજતો હોઉં એમ બોલ્યો :

" પણ શ્યામાને વારો એમાં તો તમે તમારો ધર્મ જ બજાવો છો !"

" હું મારા મનને એમ જ મનાવું છું. કેટલાં યે વરસથી છોકરાંમાં જ મારૂં મન ગુંથાયેલું રહે છે. હું તેમના વડે જ જીવું છું એમ કહું તો ચાલે. વળી શ્યામા તો મારી આંખની કીકી. તેનું જતન કરી આટલી મોટી કરી. એટલે કોણ જાણે મને શું થયું છે કે વિલાયતમાં તો શું, પણ અહીંઆ પણ એકલી મુકતાં મારી છાતી ચાલતી જ નથી !"

" સૌ સ્ત્રીઓનો સ્વભાવ એવો જ હોય !"

" હોય જ છે તો! પણ તેથી જ બાબુજી કહે છે તેમ મારો આગ્રહ માત્ર જુના સંસ્કારના પરિણામે કેમ ન હોય ?"

" એ તો ખરૂં. વિલાયતની સ્ત્રીઓને આવા વિચાર ઓછા આવે."

"અને તેથી જ મને એમ થાય છે કે આર્ય સ્ત્રીત્વની ભાવના સાચવવી હોય તો છોકરીઓને કંઇક જુદી રીતે કેળવવી જોઇએ. પણ—"

એટલામાં પૂરી સાંજ પડવાથી શ્યામાને દરિયા કિનારે ચાલીને એક ઉંચા પથરા પર લમણે હાથ દઈ બેસતી જોઇને શાન્તિ બ્હેન બોલતાં અટકી ગયાં. ચન્દ્રશેખર પણ તેની પાસે ઉભેલો દેખાયો.

"તમે શું કહેવા જતાં હતાં ?"

"એ કે કદાચ પૂરી આર્યભાવના સમજાશે ત્યારે મારા અને બાબુજીના વિચારોનો તોડ સ્હેજે આવશે. હાલ તો માયાના અંધારામાં ભટકું છું." આ શબ્દો બોલતાં શાન્તિ બ્હેન કંઇક જુદી દુનિયામાં સંચરતાં હોય એમ લાગ્યું.

"અને છતાં તમે તો હંમેશાં સૌનો માર્ગ ઉજાળતાં હો એમ જ લાગે છે."

"તે તો કોણ જાણે !" સંધ્યાકાળે ઘેરા થતા સમુદ્ર તરંગ પર-તેની પાર ક્ષિતિજ પર—દૂર દૂર શાન્તિ બ્હેને નજર નાંખી અને તેમના મ્હોમાંથી લાંબો નિસાસો છુટ્યો.

"તમે દૂર દૂર કંઇક શોધતાં લાગો છો !"

"તમે કાર્ડીનલ ન્યુમેનનું પેલું કાવ્ય વાંચ્યું છે ?"

"Lead Kindly Light—એજ કે ?"

"હા. જ્યારે મને ચોતરફથી અંધકાર આવરી લે છે ત્યારે છેવટે મારૂં દિલ પ્રભુ તરફ વળે છે, તેના દિવ્ય દ્વાર કંઇક વાર જરા ખુલે છે અને ઘનઘોર મધ્ય રાત્રિએ આછી વિજળી ચમકે તેમ તેના દિવ્ય તેજની કંઇક સેર ક્ષણભર ફુટતી જણાય છે; પણ હજી તે મારો પંથ ઉજાળતી નથી કે પહેલું પગલું સૂચવતી નથી. હજી તો હું ઝંખું જ છું. શ્રદ્ધા રાખીશ તો કોઇ દિવસ પ્રકાશ લાધશે."

એટલામાં પૂરૂં અંધારૂં થયું, અને ચંદ્રશેખર અને શ્યામા વાતો કરતાં અમારી તરફ આવ્યાં. એટલે હું શાન્તિ-બ્હેનના છેલ્લા શબ્દોનું ચિંતન કરતો મારે રસ્તે પડ્યો.

૪૬

તે સાલ મુંબાઈનું ચોમાસું ઘણું જ સખ્ત અને તોફાની નીવડ્યું. હેલીઓ અને વાવાઝોડાનો તો કંઇ હિસાબ જ ન રહ્યો. આવી ઋતુની અને ઉંડી ચિંતાની શાન્તિ બ્હેનના નબળા શરીર પર તરત અસર થઇ. તેમને પહેલો મેલેરીઆ થયો અને થોડા દિવસમાં ડાકટરોએ ટાઇફોઈડ વર્ત્યો. સૌની જીભ તાળવે ચોંટી. શાન્તિ બ્હેન દુઃખ ભોગવતાં છતાં કંઇક શાંત રહી શક્યાં.

આ મંદવાડમાં, સૌને પોતે જ કારણ રૂપ છે એમ લાગ્યું; પણ એ માંદગીની વધારેમાં વધારે જવાબદારી શ્યામાને પોતાની લાગી. તેથી તે ઘણી જ દુઃખી થઇ. બેએક મહિનાથી છેક નરમ અને નિશ્ચેષ્ટ થઇને માત્ર છાયાવશેષ રૂપે ફરતી તે દેખાતી હતી; પણ શાન્તિ બ્હેનના મંદવાડ પછી, માતા પ્રત્યેના સ્નેહભાવથી ઉભરાતી શ્યામાનું દિલ છેક જ ગળી ગયું. તેને કંઇ અભ્યાસની ચિંતા ન હતી તેથી તે આખો દિવસ શાન્તિ બ્હેનની પથારી પાસે બેસી રહેવા માંડી.

ચંદ્રશેખરે એમ માન્યું કે તે જીદ છોડીને બાપુજીના આદેશ મુજબ શ્યામા સાથે વિલાયત ગયો હોત તો શાન્તિ બ્હેનની ચિંતા બે ત્રણ મહિનામાં શમી જાત અને આ ખરાબ ઘડી ન આવત. ચંદ્રશેખરને દિવસે બ્હાર જવું પડતું તેથી તેણે સાંજે અને પહેલી રાત્રે માતાની સેવામાં હાજરી ભરવા માંડી.

મનોહરલાલને એમ લાગ્યું કે તેમણે શ્યામાને વધારે ચડાવી મૂકીને તેની માતાના રક્ષણની કિંમત ન કરી તેથી જ

છેવટે તે દુઃખી થઈ ને આ ઉપાધિ આવ્યો. તેમણે બહારગામ જવાનું તો છેક છોડી દીધું, ઓફીસમાંથી પણ સાંજે વહેલા ઘેર આવવા માંડયું અને બહાર હોય ત્યારે પણ નવા નવા ડાકટરો બોલાવવામાં અને ટેલીફોનથી વારંવાર ઘેર પૂછવામાં ઘણો વખત ગાળવા માંડયો.

મારો પણ જીવ ન રહ્યો, તેથી એ દિવસોમાં મેં પણ રાત્રે તેમને ત્યાં જ સુવા માંડયું. ખાસ કરીને પાછલી રાત્રે બને તેટલો વહેલો ઉઠીને વાતથી કે સેવાથી તેમને આરામ આપવા હું પ્રયાસ કરતો.

ટાઈફોઇડની મુદત ભરાતી ગઇ તેમ બધાના જીવ ઉડતા ગયા. રોગ પણ બહારથી વધતો હોય એમ લાગતું. શાન્તિ બ્હેન લગભગ બોલતાં બંધ થયાં, તે ઘેનમાં અને સૂની આંખે પડી રહેતાં અને વખતે તરફડીઆં મારતાં. એક બે વાર જીવનમરણના સંક્રાંતિ કાળમાં હોય એમ પણ લાગ્યું. છેવટે ૨૧ દિવસ પૂરા થયા. વ્યાધિનું વાદળ વીખરાવા લાગ્યું અને શાન્તિ બ્હેન યમરાજ પાસેથી નવી આવરદા લઈ અવનીમાં પાછાં વળ્યાં.

તે પછી હું ત્યાં બેએક અઠવાડીઆં સુતો હતો. દરમ્યાન એક દિવસ હું સવારે ત્રણેક વાગે ઉઠીને પાછળના ઓટલા પર ધીમેથી ફેરા મારતો હતો. એટલામાં, પાસેના ખુણાની ઓરડીમાં શાન્તિ બ્હેન સુતાં હતાં, ત્યાંથી તેમણે મારો પગરવ સાંભળી મને બોલાવ્યો.

" કેમ, આજે તમને ઉંઘ નથી આવતી ? "

" હમણાં પાછલી રાત્રે ઉઠવાની ટેવ પડી ગઇ છે તેથી આજે પણ જાગી ગયો. "

હું ખાટલા પાસે ખુરશી ખેંચીને બેઠો. વદ બારશની શશિકલા આકાશમાં પ્રકાશતી હતી. તેનું આછું તેજ શાન્તિ બ્હેનના એવા જ ફીક્કા પડેલા ચ્હેરા પર પડતું હતું.

"મને તો આજે આખી રાત ઊંઘ નથી આવી."

"ત્યારે મને બોલાવવો હતો ને?"

"કંઇ દર્દથી નહીં, પણ વિચારમાં વખત જણાયો જ નહીં. અને આજે તો દર્શન થયું."

"શાનું?"

"પ્રભુના પ્રેમપ્રકાશનું. તેણે મારો પંથ પણ જરા ઉજાળ્યો. મારા દિલમાં તો આજ આનંદ માતો જ નથી."

"એટલે તમે જે ઝંખતાં હતાં તે તમને મળ્યું? તમારો ભાર હલકો થયો?"

"પણ ઇશ્વરની લીલા કેવી ગહન છે? જ્યારે હું માંદી પડી, ત્યારે મારા સ્વપ્નમાં પણ ન હતું કે મને આમ પ્રભુનો પેગામ મળશે."

"પણ એ પ્રકાશ ભાવ વિના પણ મળી શકત!"

"કદાપિ નહીં. મેં ઘણાં વરસ પર એક નવલકથા વાંચી હતી. તેમાં એક પુરૂષ મરવાની અણી પર આવે છે, તેમ જાણે જીવન તરફથી પાસું ફેરવીને, રાત દિવસ સારવાર કરતી સ્નેહમૂર્તિને પણ વિસરીને, મરણ તરફ–પ્રભુ તરફ ધીમે ધીમે વળતો જાય છે અને તેનું દિલ સ્વર્ગીય શાંતિમાં ઊંડુ ને ઊંડું ડુબતું જાય છે."

"ટોલસ્ટોયનું 'વોર એન્ડ પીસ' કે?"

"હા, એજ હશે. પણ તે વખતે એ વાત મારાથી બરોબર નહોતી સમજાઇ. તે આ મંદવાડમાં જ સમજાઈ. હું પણ યમરાજનું દ્વાર જોઇ આવી જ ને?"

"ઓહ! એ દિવસો તો કદિ નહીં ભુલાય!"

"પણ મારી સ્થિતિ તો જેમ જેમ ગંભીર થતી ગઇ તેમ તેમ સંસારના–છેવટે કુટુંબના એક પછી એક બધાય સંબંધ તુટતા હોય એમ લાગ્યું. છોકરાં મનમાં આવ્યાં

જરાં પણ વસ્યાં નહીં. સુરેશ ઉપરથી તો કેટલીયે વાર સુખી નજર ઉપડતી જ નહીં, પણ છેવટે યમદૂતે તે પણ ખેંચાવી લીધી. અંતે શરીરની-અંગે અંગની જીવે રજા લેવા માંડી, અને હૃદયમાં આવીને તે અટક્યો, ત્યારે સમજાયું કે આત્મા તો હૃદયની ગુફામાં વસે છે, બાકી બધી તો માયા જ છે!"

"તમે તો તત્ત્વજ્ઞાનને છેવટને પગથીએ પહોંચી ગયાં!"

"તેને માટે તો હજી ઘણા ભવ લેવા પડશે. પણ એટલું તો સમજાયું કે છોકરાંને મારી મમતાના પાંજરામાં પૂરી રાખવાં મિથ્યા છે. (ઉંચે આંખ કરીને) ત્યાં જતી વખતે તો સાથે બે જ આવશે : પુણ્ય અને પાપ."

"છતાં છોકરાંની ખાતર તો તમારે તેમને સલાહ આપવી જ પડશે."

"ખરૂં, પણ હવે એ કામ ઘણું સહેલું થઇ ગયું. શ્યામા કંઈ નાનું બાળક નથી. આટલાં વરસ તેને ઉછેરી ભણાવી, સંસ્કાર આપ્યા અને રીતભાત શીખવી. હવે એની શક્તિ અને એનું કર્મ એને લઇ જાય ત્યાં એ ભલે જાય. સૌનો સરજનહાર તેની સંભાળ રાખશે."

આ શબ્દો બોલતાં શાન્તિ બ્હેનનું દિલ કંઇક ભરાઇ આવ્યું. આંખમાં જરા ઝળઝળીઆં આવ્યાં. પણ પછી નિર-ક્તતાનું કંઇક નવું તેજ તેમના ચહેરા પર છવાયું.

"તમારૂં હૃદય હજી ઘણું નબળું છે. એટલે અત્યારે જે વિચારો આવે તેને છેવટના ન જ ગણવા જોઇએ."

"તમે મારી આંખમાં પાણી જોઇને કહો છો? પણ આવી છોકરીને નજર આગળથી દૂર કરતાં માને કેવું લાગે તેની તમને મરદોને શી ખબર પડે? આજે એ લાગણી પર વિજય મેળવી રહી છું. એ તો માત્ર પરમાત્માની પ્રેરણાથી જ."

હવે હું ચૂપ થઇ ગયો. મીલોનાં ભુંગળાંએ થોડી વારમાં કર્કશ કોલાહલ મચાવી મુક્યો, કુકડાએ ઉષાની

વધામણી આપી ને પંખીઓએ કલ્લોલ કરવા માંડયો ત્યારથી તે છેક પૂર્વ દિશા રક્તવર્ણી થઇ ત્યાં સુધી, આ દેવીની અંતઃપ્રેરણા પર હું વિચાર કરતો રહ્યો. સવાર પડવા આવ્યું, એટલે શાન્તિ બ્હેને શ્યામા ઉઠે એટલે તરત પોતાની પાસે મોકલવાની નોકરોને આજ્ઞા આપી. થોડી જ વારમાં શ્યામા જરા ભીને ચ્હેરે વાળની લટો સમારતી સમારતી શાન્તિ બ્હેનના ખંડમાં દાખલ થઇ તેમના પગ આગળ ખાટલા ઉપર બેઠી. હું પણ પાસે આવીને ઉભો.

" શ્યામા, હવે આજે તને છુટી છે." શાન્તિ બ્હેને જરા હસતે હસતે કહ્યું.

" છુટી શાની ? "

" વિલાયત જવાની. "

" તમે તો મશ્કરી કરો છો. "

" ખરેખર, દેવીએ આજે સ્વપ્નમાં આવીને તને છુટી આપવાનો હુકમ કર્યો. " શાન્તિ બ્હેનની આંખ મશ્કરીમાં ચમકતી જ રહી.

" તમે કેમ આવું તરેહવાર બોલો છો ? "

" ખરેખર કહું છું. તેણે કહ્યું કે તને રોકીને દુઃખી કરી તેથી જ મને આવો મંદવાડ મોકલ્યો ? "

એટલામાં બાબુજી અને ચંદ્રશેખર પણ આવી પહોંચ્યા.

" બાબુજી, જુઓ ને શાન્તિ બ્હેન તો કંઇ સ્વપ્નાની દેવીની કંઇક વિચિત્ર વાત કરે છે ! "

" વળી કંઈક નવો બટ્ટો આવ્યો હશે. " એમ કહી મનોહરલાલ ખુશમીજાજથી ખુરશી પર બેઠા. પછી શાન્તિ બ્હેન સામે જોઇને બોલ્યાઃ " પણ રાત્રે તને ઉંઘ તો સારી આવી હતી ને ? "

" આજે ઉંઘ્યું છે જ કોણ ? "

" ત્યારે તમને સ્વપ્નું કેવી રીતે આવ્યું ? " દીકરીએ માને મ્હાત કરી. પછી મનોહરલાલ તરફ જોઇને તે બોલી: " અને પાછાં કહે છે કે તને વિલાયત જવાની છુટી છે ! "

આ બોલતાં શ્યામાનું મ્હોં ખુબ મલકાઇ ગયું.

" એમ ? ત્યારે તારો વિચાર છેવટે બદલાયો ખરો ? "

" આજે આખી રાત એ જ વિચારમાં ગઈ. છેવટે મને થયું કે મારે આ જીદ છોડી જ દેવી જોઇએ. " શાન્તિ બ્હેને વધારે સમજાવવું નિષ્ફળ સમજી ટુંકમાં જ પતાવ્યું.

" ત્યારે તો તેં છેવટે એને પણ હરાવી ! " મનોહરલાલ શ્યામા તરફ આંખ ચગાવીને બોલ્યા. શ્યામા આ અણધાર્યા વિજયથી જરા શરમાઇ ગઈ.

" તો યે શ્યામાને આટલા મહિના નિરાશ તો ઠીક થવું પડયું ! " ચંદ્રશેખરે જરા ટીખળમાં હોઠ મરડયો.

" શ્યામા બિચારી નરમ ઘેંશ જેવી થઇ ગઈ છે; પણ (શાન્તિ બ્હેન સામે જોઇને) તારે હિસાબે વધારે લાયક પણ થઈ, ખરૂં ને ? " બાબુજી બોલ્યા.

" કોણ જાણે ! ઇશ્વર સૌ સારાં વાનાં જ કરે છે ! એ રોકાઇ અને હું માંદી પડી એ બધોએ તેનો જ મહિમા છે ! " શાન્તિ બ્હેન પાછાં ગંભીર થઇ ગયાં.

" પાછી તારી ફીલસુફી આવી ! પણ એ વિલાયત જાય ત્યારે મહેરબાની કરીને બહુ ચિંતા ન કરતી ! "

" હું સીધાવી હોત તો કોણ ચિંતા કરત ? સૌની ચિંતા સચરાચર પ્રભુને જ છે. " આ શબ્દોની સૌના ઉપર ઉંડી અસર થઇ. શાન્તિ બ્હેન જાણે શ્યામાને સદાને માટે ઇશ્વરને અર્પણ કરતાં હોય એવી પ્રેમ-વૈરાગ્યની અજબ દ્રષ્ટિ તેમણે તેના પર નાંખી. શ્યામાનાં નમ્ર, શરમાળ, ને આભારદર્શી નયન સામાં મળ્યાં. થોડીવાર માદીકરીનું તારામૈત્રક જામી

રહ્યું. તે દ્વારા બંનેના અંતરે જે ગૂઢ ગોષ્ઠિ કરી તેનો ભેદ કોણ ઉકેલી શકે ?

એટલામાં ચ્હાના પ્યાલા ખખડ્યા, એટલે સૌ ઉભાં થયાં.

ઘે અઠવાડીઆમાં ચંદ્રશેખર અને શ્યામા વિલાયતને માર્ગે વિદાય થયાં. તેમને 'સફળ સફર' ઇચ્છવાને મિત્ર-મંડળે મિજલસો આપી; મનોહરલાલે બહુ જ ઉલ્લાસમાં બંનેને ઘણી વહેવારૂ સૂચનાઓ આપી; શાન્તિ બ્હેને ગદ્‌ગદ્ કંઠે છતાં સ્વસ્થ ચિત્તે બંનેને ઘણી ઘણી આશીષ આપી; સુરેશ બન્નેને ગળે વળગીને ઘણી વાર સુધી ભેટી રહ્યો–અને બંને આનંદોત્સાહના તાનમાં બોટમાં બેસી વિદાય થયાં.

## ૫૬

શાન્તિ બ્હેનની તબીઅતને લીધે અને પછી તેમનાં છોકરાંની વિલાયત જવાની તૈયારીઓને લીધે અમારા માસિકના ત્રણ અંક ચઢી ગયા હતા. તેથી અમે ત્રણે અંકોનું ભેગું એક પુસ્તક સત્વર પ્રગટ કરવાનું નક્કી કર્યું હતું. તેનું ઘણું ખરૂં લખાણ છાપખાનામાં ગયું હતું–અડધા ઉપરાંત તો છપાયું પણ હતું; પણ શાન્તિ બ્હેનના લખાણમાં વિલંબ થયા જ કરતો, તેથી તેની માગણી કરવા, ચંદ્ર-શ્યામાની વિદાયગીરી પછી આશરે પંદર વીશ દિવસે રવિવારે સાંજે પાંચેક વાગે હું શાન્તિ બ્હેનને ઘેર ગયો. તેમના દીવાનખાનામાં દાખલ થયો ત્યારે શાન્તિ બ્હેન સ્પ્રીંગ કોચના એક હાથ ઉપર માથું ટેકવી, જમણે હાથ દઈ બેઠાં પડયાં હતાં. આવી દશામાં પહેલી જ વાર જોઇને મને કંઇક નવાઇ લાગી. હું ગુપચુપ બાજુની એક ખુરશી પર બેઠો. પાંચ દશ મીનીટમાં ઘડીઆળમાં છના ટકોરા થયા એટલે શાન્તિ બ્હેન ઝબકીને જાગ્યાં. નજર ફેરવતાં તરત મને જોયો.

" કેમ તમે ક્યારના આવ્યા છો? મને બોલાવી પણ નહીં?"

" મારા મનમાં કે તમારૂં માથું દુઃખતું હશે કે કંઇક થાકી ગયાં હશો."

" ના, ના, આ બધી તો મારી હાથે કરેલી પીડાઓ."

" કેમ ચંદ્ર અને શ્યામાની બહુ ચિંતા થયા કરે છે?"

" ના, ના, તેનું તો પાણી જ મુકયું છે. વળી બંનેના કાગળ પણ આવી ગયા. અને ચંદ્ર તો હવે શ્યામાના ગુણ જ ગાય છે."

" આ વખતે લખવામાં પણ તમને ઘણી વાર થાય છે. એટલે મને પણ કંઇક એવું લાગતું હતું ખરૂં!"

" મારૂં મન જ ઠેકાણે નથી, પછી બીજાને હું શો ઉપદેશ આપું?" હું તેમની અસ્વસ્થાનું કારણ શોધતો હોઉં એમ મેં ચારે બાજુએ નજર ફેરવી.

" તમે જાણો છો, છોકરાં ગયાં ત્યારથી આ ઘર મને ખાવા ધાય છે?"

" તમારો સુરેશ તો છે ને?"

" તેને હવે તો નિશાળે મૂકયો. પહેલાં છોકરાં કોલેજમાં જતાં તો પણ તેમના વાસથી વસ્તી લાગતી. હવે તો છેક જ સુનું લાગે છે."

"એ તો ખરૂં. વળી રવિવારે તો તમારૂં ઘર ગાજી રહેતું."

" મને આજે સવારથી એ જ લાગ્યાં કરે છે અને તેમાં ચંદ્ર તો મારે દિલ ઠાલવવાનું એક ઠેકાણું હતું."

" પણ આજે સુરેશ પણ કેમ નથી જણાતો?"

" તે બિચારાને પણ એકલા કેમ ગમે? એટલે આજે એ પણ પાસે બંગલામાં રમવા ગયો છે. બાપુજી પણ કંઇ કામે બ્હાર ગયા છે."

શાન્તિ બ્હેન બોલી રહ્યાં ને સુરેશ સામેથી દોડતો આવીને તેમના ખોળામાં બેસી ગયો. શાન્તિ બ્હેને પણ આખો દિવસ ભરાઇ રહેલું વ્હાલ તેના પર ઠાલવ્યું. હું ઘડી પહેલાંની છબી સરખાવતાં તેમનું દુઃખ કંઇક કળી શકયો.

શાન્તિ બ્હેને જરા સુરેશ સાથે કાલી વાત કરી. પછી પાછાં મારા તરફ ફર્યાં.

"હું આને કહું છું કે તેં આજે મને બહુ જ દુઃખી કરી; પણ એ તો હું ચો માનતો જ નથી અને ઉલટો હસ્યા જ કરે છે." સુરેશના વાળ ઉપર હાથ ફેરવતાં બોલ્યા.

"એ તો તમને હંમેશાં સુખમાંજ જુએ એટલે કેમ માને ?"

"પણ એ શું હશે કે માણસ કોઇ કસોટીને છેલ્લી સમજીને પાર ઉતરે ત્યાં તો તેની સામે બીજી ઉભી જ હોય છે ?"

"એ તો ડુંગર ચઢવા જેવું થયું. એક શિખર ચડીએ એટલે વળી બીજું તેથી ઉંચું હોય તે આપણી સામે અટ્ટહાસ્ય કરતું ઓચીંતું સામું ખડું થાય."

"એમ જ છે. ઇશ્વરને આપણે જેમ જેમ અર્પણ કરતા જઈએ, તેમ તેમ તે આપણી પાસેથી વધારે ને વધારે આહૂતિ માગે."

"એ કેવી રીતે ?"

"માણસની આખી જીંદગી એ તેના જીવ અને સંયોગની વચ્ચે પહેલાં યુદ્ધ અને પછી સમન્વય રૂપ છે. સંયોગો ન બદલાય તો જીવ જડ જ રહે. તે બદલાય તેથી તેની સાથે એકતાર થવાને વળી નવો પુરૂષાર્થ કરવો પડે અને તેમ કરતાં માણસ વળી વધારે ખીલી ઉઠે !"

"પણ દરેક વખતે દુઃખ તો થાય જ અને ઘણાખરા તો બિચારા હારીને વટાઈ જ જાય છે."

"પણ તપ વિના સિદ્ધિ કોઇને મળી છે? આપણું હૃદય તો સાગર જેવું અનંત છે. તે જેમ વધારે વલોવાય, તેમ તેમાંથી વધારે રત્ન નીકળે."

"પણ પહેલું તો હળાહળ ઝેર જ."

"તે સહેવાની શકિત હોય તે જ સુધારસ પામી શકે; પણ આજે હું તો વિયોગના વિષથી તરફડું છું અને સુખની સુધા તો કોણ જાણે કયારે ય મળશે."

"દેવી ફરી દર્શન દેશે ત્યારે વળી કંઇ નવું શાસન આપશે." હું સહેજ હસીને બોલ્યો. શાન્તિ બ્હેનનું મુખ પણ જરા મલકાયું.

"પણ એ દર્શન એમ સુલભ કયાં છે? મંદવાડનું કેટલું કષ્ટ વેઠયું ત્યારે છેવટે જરા સરખી આંખ ઉઘડી."

"પણ મહેરબાની કરીને ફરીથી માંદા તો ન પડશો. નહીં તો માસિક છેક જ રખડી જશે."

"એમ કંઇ માંદા પડાય છે?" શાન્તિ બ્હેન જરા ટટ્ટાર થઇને હિમ્મતભેર બોલ્યાં: "ઇશ્વર પર મારી શ્રદ્ધા અચળ છે. તેણે આટલી વાર ઉગારી તો આ વખતે નહીં તારે?"

ઘનઘોર વાદળમાંથી ઓચીંતો ચંદ્ર પ્રકાશે તેમ આટલી નિર્બળતામાંથી આવું શૂરાતન—આટલી બધી માયામાંથી આવો દૃઢ ભકિતભાવ સ્ફુરતો જોઇ હું જરા ચકિત થઇને એકીટશે શાન્તિ બ્હેનને નીહાળી રહ્યો. એટલામાં મનોહરલાલની મોટર સંભળાઈ, એટલે માસિક સંબંધી જરા વાત કરીને હું ચાલી નીકળ્યો.

૬૬

દીવાળી પછી મનની શાંતિ અર્થે તેમજ તબીયત સુધારવા શાન્તિ બ્હેને હવાફેર માટે કયાંઇક જવાનો વિચાર કર્યો. તેમને બહુ દૂર જવું ન હતું તેમ તે ઋતુમાં ગિરિશિખરોની

ઠંડી આકરી લાગે, તેથી છેવટે તે વસોવામાં દરીઆકિનારે એક બંગલો ભાડે રાખી સુરેશની સાથે ત્યાં રહેવાં ગયાં. મનોહરલાલ કોઇ વાર સાંજે વસોવા જતા અને કોઇ વાર મુંબાઇમાં રહી પડતા; પણ રવિવાર અને તહેવારો તો બનતા સુધી વસોવામાં જ ગાળતા.

થોડા દિવસ પછી માસિકનું કામ હતું અને શાન્તિ બ્હેનનું આમંત્રણ હતું તેથી સાતેક દિવસ માટે હું ત્યાં ઉપડયો.

વસોવામાં રહેતાં શાન્તિ બ્હેનને ખબર પડી હતી કે પાંચેક માઇલ પર એક નાની ટેકરી પર એક આશ્રમ ખોલવામાં આવ્યું છે અને ત્યાં આશરે દશેક ગુજરાતી યુવકોને દેશસેવા કરવાની તાલીમ આપવામાં આવે છે. તેથી હું આવ્યો તે પછી ત્રીજે દિવસે એ આશ્રમ જોવાનું અને સુધાકર નામના તેના સાધુચરિત વ્યવસ્થાપકને મળવાનું તેમણે નક્કી કર્યું.

અમે આશરે સાત વાગે મોટરમાં બેસીને નીકળ્યાં. પંદરેક મીનીટ સફર કર્યા પછી અમારી ગોઠવણ પ્રમાણે એક આશ્રમવાસીએ જ અમને રોકયાં, અને પોતાની હાથે જરા ચઢાણવાળા અને ખડબચડા રસ્તા પર ચાલવા સૂચવ્યું. આમ બીજો પાએક કલાક ચાલ્યાં એટલે આશ્રમની જમીન અને મકાન નજરે પડયાં.

આશ્રમ દોઢેક વરસથી જ ખોલવામાં આવ્યું હતું. તેના પ્રમાણમાં તેની જમીન સુધારવામાં અને તેનાં મકાનો બાંધવામાં ઠીક પ્રગતિ થઈ હતી. આશ્રમના મુખ્ય દ્વાર આગળ ચાલતાં બન્ને બાજુએ નાનો સરખો બાગ દેખાયો, પછી ખુલ્લું ચોગાન આવ્યું; પછી ઉમેદવારોને રહેવાની પંદરેક કોટડીઓ અને બાજુ પર રસોડાંનાં કાચાં છાપરાં અને તે બધાંથી જરા દૂર ટેકરીના દરીઆ તરફની ધાર પર ત્રણ કોટડીને વ્યવસ્થાપકનો ઝૂંપડી વાસ—એ બધું નજરે પડયું.

ત્યાં આગળ જ સુધાકર—જેમને સૌ ત્યાં આચાર્યના નામથી ઓળખતા–તે કોઈ યુવકને કંઇક સૂચના આપતા ઉભા હતા. અમને જોઇને તે તરત અમારી પાસે આવ્યા.

" આવો બ્હેન, ઉપર ચઢતાં તમને જરા થાક લાગ્યો હશે ખરું ? " તેમણે ઉદાત્ત સૌજન્યથી શાન્તિ બ્હેનને કહ્યું. મને પણ નમસ્કાર કર્યા તે મેં ઝીલ્યા.

"ના કંઇ નહીં. તમે આટલી બધી મહેનત કરો છો ત્યારે અમે કોઇ દિવસ આટલુંએ ન કરીએ ? "

"અમારા આશ્રમમાં ખરું જોતાં અમારી મૂર્તિઓ સિવાય બીજું કંઇજ જોવા જેવું નથી. અને જે છે તે તો આમ ત્યાંથી દેખાય એવું છે. " આચાર્યજી જરા હસીને બોલ્યા.

"બધે ય ઠેકાણે ખરું હીર તો માણુસોમાં જ હોય છે ને ? તેમનામાં હોય તે સંસ્થામાં આવે. "

"એટલે આપણે નિરાંતે બેસીને ઠંડા પહોરમાં થોડી વાતો કરીએ. " એમ કહીને આચાર્યે પોતાની ત્રણ ઓરડીની વચ્ચેના ખુલ્લા શીળા ચોગાનમાં અમને એક શેત્રંજી પર બેસાડયાં. પોતે સામે જુદા આસન પર બેઠા.

આચાર્યજીની ઉમર આશરે ૪૫ વરસની લાગતી. અમારા જાણવામાં આવ્યું હતું કે તેમનાં અતિશય સુશીલ અને પ્રેમાળ પત્નીનું પાંચેક વરસ પર અવસાન થયા પછી લગભગ તરત જ તેમણે વકીલાત છોડી દીધી હતી. દેશસેવાનો જે આવેશ યુવાવસ્થાથી તેમનામાં જામેલો હતો, તેમાં પછી તો પત્નીના અવસાનથી વૈરાગ્યભાવ પણ ભળ્યો. બે ત્રણ વરસ સુધી ગુજરાત કાઠીઆવાડમાં મુસાફરી કરી, તેમ કેટલાંક જાહેર કામો પણ અખતરા રૂપે કરી જોયાં; અને છેવટે ગામડાંની સેવા કરનાર યુવાનોના સુસજ્જ સૈન્ય ઉપર દેશની ઉન્નતિનો ખરો આધાર છે એમ વિચારી તે આ આશ્રમ સ્થાપવા પર જ એકાગ્ર થયા હતા. સાહિત્યના તેમજ પ્રજાના

સેવક તરીકે તે ગુજરાતમાં ક્યારનાએ ઉત્તમ પ્રતિષ્ઠા પામ્યા હતા; તેથી તેમને તેમના આશ્રમને માટે જરૂરી નાણાં કે ઉમેદવારો મેળવવામાં અડચણ ન નડી.

આચાર્યે વકીલનો ઠાઠ છોડીને આશ્રમનાં ઘણાં જ સાદાં સ્વચ્છ કપડાં પહેર્યાં હતાં. થોડા વરસથી તાપમાં રખડવાથી તેમનો ઉજળો વર્ણ જરા ઝાંખો પડયો હતો, અને તેમનો ચ્હેરો કંઇક ફીક્કો લાગતો હતો. છતાં તેમનો સ્વભાવ અને શક્તિ તરતજ દેખાઈ આવતાં. તેમના તેજસ્વી નયનની તીક્ષ્ણ એકાગ્રતા, તેમના વિશાળ ભાલમાં ઝળકતી સ્થિર વિચારશક્તિ, સમગ્ર જનમંડળને અડગ શાસન આપવાને સર્જાએલાં હોય એવાં ભ્રૂમંડળ, તેમના ઓઠમાંથી નિરંતર ઝરતું રસિલું હાસ્ય, અને તે સાથે તેમની આકૃતિમાં મૂર્તિમંત પરમ વૈરાગ્ય અને શાંત નિશ્ચય બળ—આવાં વિવિધ લક્ષણોથી તે સૌથી સહેજે જુદા પડી જતા.

અમે બેઠાં એટલે તેમણે પાણી મંગાવ્યું, અને દરમ્યાન અમારૂં માપ પોતાના અંતરમાં ઉતરતા હોય તેમ સ્થિર નયને અમને જોઈ રહ્યા.

“ તમે તો ગુજરાતની સેવાને માટે ટુકડી તૈયાર કરો છો ખરૂં ને ? ” શાન્તિ બ્હેને દરીઆ તરફ અને આજુબાજુ જોઇને પછી થોડી વારે પૂછયું.

“ ટુકડી તૈયાર થાય છે. હું તૈયાર કરતો નથી. ” આચાર્યે આગ્રહપૂર્વક સુધારો મુકયો.

“એમ કહો. પણ મુખ્યત્વે તો ગુજરાતને માટે જ ને ? ”

“ હાસ્તો. ”

“ ત્યારે આવું આશ્રમ ગુજરાતમાં હોય તો વધારે સારૂં નહીં ? ”

“ તમારી સૂચના વ્યાજબી છે. પણ મને એવો અનુભવ

થયો કે ગુજરાતીઓ પોતાના જ વાતાવરણમાં જરા સાંકડા મતના થાય છે અને છેક મુંબાઇમાં તો—"

"ના, ના, મુંબાઇમાં આશ્રમ રખાય જ નહીં." શાન્તિ બ્હેન અધિરાઇથી બોલી ઉઠયાં.

"છતાં મુંબાઇનો દૂરથી પરિચય રાખ્યો હોય તો લાભદાયી થાય એમ ધારીને આવું મધ્યસ્થ સ્થળ પસંદ કર્યું."

"અહીંઆ ઉમેદવારો કેટલો વખત રહેવાના ?"

"જેવો જેનો અધિકાર. પણ સાધારણ રીતે ત્રણેક વરસ સુધી અહીંઆ જ અંગમહેનતની અને અભ્યાસની તાલીમ લેવી જોઇએ એમ ધારૂં છું."

પછી આશ્રમની બધી તાલીમની વિગત વિષે કેટલીક વાત થઇ. બાદ આચાર્યે એ તાલીમબાજ કાર્યકર્તાઓનો કાર્ય પ્રદેશ સમજાવ્યો.

"અહીંઆથી જે ભાઇઓ તૈયાર થશે, તેઓ ગામ ગામડે વસીને પ્રજાની કંઇક કંઇક સેવા કરવા માંડશે." આચાર્યે આશ્રમપ્રણાલિકાનો ઉપસંહાર કર્યો.

એટલામાં આસપાસ બેઠેલા ભલા યુવકો તરફ દૃષ્ટિ કરતાં શાન્તિ બ્હેનને ઓચીંતું સુઝી આવ્યું :

"પણ, આ ઘણા ખરા તો પરણેલા હશે, નહીં ?

"હાસ્તો." આચાર્યે જરા સખ્તાઇથી કહ્યું.

"ત્યારે આમ તેઓ ત્રણે વરસ સુધી બધા કુટુંબીઓનો વિયોગ વેઠવાના ?"

"આશ્રમમાં કુટુંબ સાથે રહેવાની મનાઈ છે."

"અને શાખાઓ નીકળે ત્યાં ?" શાંન્ત બ્હેને જરા ગભરાઇને પૂછયું.

"શાખાઓમાં પણ આશ્રમના મુખ્ય મકાનમાં તો કુટુંબ સાથે ન જ રહેવાય. પાસે પોતાનું મકાન. રાખી સકુટુંબ રહી શકે."

"આ તો બહુ જ ભુંડુ કહેવાય. આ બધા તો કામના તાનમાં મચ્યા રહે, એટલે તેમનાં સગાંની તો બુરી જ વલે."

"બ્હેન, એ બંને સાથે ન બને. ઘણાના સારાને ખાતર થોડાને સહેવું પણ પડે."

"પણ કુટુંબો આ પાસેના ગામમાં ન રહી શકે?"

"અને તેમનો ખર્ચ કોણ આપે?"

"ત્યારે તેમનું ભરણપોષણ કેમ થતું હશે?"

"તે માટે અહીંથી જુજ રકમ મોકલાય છે. તેથી તેમના વતનમાં નિર્વાહ થઈ શકે."

"આ તો બહુજ સખ્તાઇ લાગે છે."

"અને સખ્તાઇની કેળવણી આપવી એજ અમારો ખાસ હેતુ છે. આપણે છેકજ પોચા પડી ગયા છીએ."

"એટલે?"

"જે અધિકારીઓમાં આટલો વિયોગ સહેવા જેટલો વૈરાગ્ય હોય, તેજ આજે લોકોની કંઇક પણ સેવા કરી શકે. બીજા ઉલટા ભાર રૂપ થવાના."

"ત્યારે તમારા મત પ્રમાણે તો સ્નેહ અને સેવાનો સંયોગ થાય જ નહીં."

"સ્નેહ તો જોઇએ, પણ તે આભ જેટલો અમાપ ઘર જેટલો સાંકડો નહીં." આચાર્યજીના અવાજમાં તેમના ઉત્કટ આગ્રહનો પડઘો પડયો.

"પણ એ બેની વચ્ચે સંબંધ નથી?"

"છે જ. ઝરણામાંથી જ નદી નીપજે; પણ અમારે ઝીણાં ઝરણાંનો ખપ નથી, પણ જનસુખાકારીની નદીઓની જ જરૂર છે."

"પણ ઝરણાં ન હોય તો તો નદીઓ સુકાઇ જાય ને ?"

"ખરૂં, પણ નદીને પામી શકે તેને ઝરણાંની શી પરવા ?"

"પણ કુટુંબમાં તેમજ ભક્તિમાં સ્નેહનું સાચું તત્ત્વ તો એક જ છે. તે બેની વચ્ચે વિરોધ ન સંભવે."

"સ્નેહતત્ત્વ તો એકજ છે. ભેદ માત્ર ઉપાધિનો જ. એક સરોવર અને બીજું સાગર."

"તો પછી બેની વચ્ચે દિવાલ કેમ બંધાય ?"

"હું દિવાલ બાંધવાનું નથી કહેતો–ઉલટો તોડવાનું કહું છું."

"કેવી રીતે ?"

"તમે નીચે હતાં ત્યારે ચારે બાજુનો પ્રદેશ જરાક જેટલો દેખાતો હશે. ઉપર આવ્યાં એટલે જાણે આખી પૃથ્વી અને સમુદ્ર તમારી આંખ આગળ રમે છે. સ્થલની ઉપાધિ શમી એટલે અનંતતા દેખાઇ."

"એ તો ખરૂં."

"હવે અહીંઆ આવ્યા પછી તળેટીનું સંકુચિત દર્શન કરવાનું મન કંઇ થાય ?"

"નહીં જ. મોટામાં નાનું સમાઈ ગયું."

"ત્યારે તો તમે મારી વાત કબુલ કરી લીધી ?"

"કેમ ?"

"કારણ કે આત્મા સ્વભાવે તો અનંત પ્રેમનું જ નિધાન છે. પ્રથમ તે સ્નેહીઓના સંકુચિત ક્ષેત્રમાં તેનો રસ પીએ, પણ અંતરમાં અને સકલ સૃષ્ટિમાં વિરાજતું તેનું દિવ્ય દર્શન થતું જાય, તેમ સંસારની આસક્તિ ગળતી જ જાય."

શાન્તિ બ્હેનના મનમાં આ વાત કંઇક વસતી લાગી. તેમણે શંકાશીલ મટી કંઇક શિષ્યભાવ ધારણ કર્યો.

" પણ ધર્મધ્યાન કરતાં બધાં માણસને આવું કેમ લાગતું નથી ? "

"કારણ કે જીભેથી જે બોલે છે અને મનથી જે ધારે છે તે હૈયે પુરૂં ઉતરેલું હોતું નથી."

" અને એમ ઉતારવાનું જ કામ વધારેમાં વધારે વિકટ છે ! " શાન્તિ બ્હેન પોતાના મન સાથે વાત કરતાં હોય એમ નીચું જોઇને બોલ્યાં.

" પણ જેમ માર્ગ કઠિન છે તેમ તેનું ફળ અમૂલ્ય છે. કોઈ કોઇ પુણ્યાત્માઓને જીંદગીની કોઇ કોઇ ક્ષણે મનુષ્ય અને પ્રાણીમાત્ર, પૃથ્વી અને પર્વતો, સરિતા અને અને સાગર, પવન અને આકાશ, સૂર્યચંદ્ર અને નક્ષત્ર-તારા-સકલ સચરાચર સૃષ્ટિ કંઇક અલૌકિક સૌંદર્યથી, દિવ્ય પ્રેમામૃતથી, અનંત જવલંત તેજોપુંજથી છવાઇ જતી લાગે છે. તેમને ઘડીભર સારૂં વિશ્વ એક અને અદ્વિતીય બ્રહ્મસ્વરૂપથી વ્યાપી રહેતું જણાય છે. અને જ્યારે આ દર્શન ઉડી જાય છે ત્યારે ફરી તે પામવાને એવા પુણ્યાત્માઓ જીવન પર્યંત તપશ્ચર્યા કરે છે. આપણે તો એ દર્શનથી સદા દૂર જ રહીએ છીએ અને આપણી સાધના પણ સાવ નજીવી."

આ શબ્દો સાંભળી સૌ ઘડીભર સ્તબ્ધ બની ગયાં. આચાર્યજી થોડીવાર સાગર અને આકાશની સંગમરેખા પર એકીટશે જોઇ રહ્યા, પણ પછી તેમના સ્વચ્છ વદન પર સહેજ વિષાદની છાયા આવી. એટલામાં છાપરા ઉપરથી સૂર્યનારાયણે અમારા ઉપર કિરણ-બાણ તાકવા માંડયાં. તરત શાન્ત બ્હેને ખીસામાંથી ઘડીઆળ કાઢી જોઇ અને ચકિત થઈ બોલ્યાં:

" તોય તમે તો એ તેજની ઝાંખી કરતા હુયો; પણ અમારાં જેવાંને તો આ તડકાના તેજથી જ સંતોષ માનવાનો." પછી તરત તેમણે ઉમેર્યું : "તમારો ઘણો વખત લીધો. હવે જઈશું."

અમે ઉઠયાં. સૌ ઉભા થયા.

" કંઈ નહીં, તમારી વાતથી અમને તો ઘણો જ આનંદ થયો. " આચાર્યજી સ્મિત કરતા બોલ્યા.

પછી શાન્તિ બ્હેને તેમને પોતાને બંગલે આવવાનું આમંત્રણ આપ્યું, અને અમે પરસ્પર નમસ્કાર કરી છુટાં પડયાં.

૭૬

આ વાતથી શાન્તિ બ્હેનના મનની ગંઠ કંઇક ઉકલી હોય-તેમને કંઈ નવી પ્રેરણા મળી હોય એમ લાગ્યું. તેમને ખાત્રી થઇ લાગી કે આનંદઘન પરમાત્માના સ્વરૂપ વિષે અશ્રદ્ધાને લીધે જ ટુંકા સ્નેહ માટે મન તલસે છે. તેથી તેમણે ધાર્મિક વાંચન વધાર્યું, નિત્યના ભકિતપાઠમાં કંઇક સુધારા કર્યાં અને આચાર્યજીના ઉપદેશ ઉપર અનેક રીતે ચર્ચા કરતાં ગયાં. વસોવાની નવીન સૃષ્ટિ આ નવી ભાવનાના વિકાસને અનુકૂલ પણ લાગી. તેમણે વળી નવા ઉત્સાહથી સવાર સાંજ ખુબ ફરવા માંડયું, કવચિત્ બોટમાં બેસી દરીઆની સફર પણ કરવા માંડી, ને આ બધાં દૃશ્યો અને પ્રસંગોમાં કંઇક નવો જ આનંદ અનુભવવા માંડયો. મને આથી એમ લાગ્યું કે, આ રીતે તો જે મંગલ દર્શનને તે આતુરપણે ઝંખતાં હતાં તે થોડા જ વખતમાં તેમને લાધશે અને તેમાં તે લીન થશે—અને આમ વિયોગની શોકણ એક જ વિચારે પડશે.

એટલામાં હું એક દિવસ બપોરે કોઇ મિત્રોને મળવા અંધેરી ગયેલો, ત્યાંથી છેક સંધ્યા કાળે પાછો આવ્યો. બંગલામાં સુરેશ એકલો પાનાની કંઈ રમત રમતો હતો. તેને પૂછતાં માલમ પડયું કે કલાકેકથી શાન્તિ બ્હેન દરીઆ કિનારે રેતીમાં ખુરશી નાખીને બેસી રહ્યાં છે; પણ તે ફરતાં નથી, તેમ વાત પણ નથી કરતાં. આ સાંભળીને હું બહુ નવાઇ પામ્યો, અને તરત જ તેમની પાસે જઇ, એક ખુરશી પર બેઠો.

પુનેમનો દિવસ હતો. કિનારા પર ભવ્ય શાન્તિ વ્યાપેલી હતી. દૃશ્ય અત્યંત મનોહર લાગતું હતું. સાગર તેનું એકાંત સંગીત–"મધુર બંસરી" બજાવી રહ્યો હતો. અંધકાર જામતો હોવાથી અને ચાંદની પૂરી ખીલેલી ન હોવાથી દરીઆની સપાટી ઘેરા અને ઉજળા વર્ણના ચકચકતા ચિત્રપટ જેવી લાગતી હતી, અને તેમાં તેની વિજયપતાકા રૂપી ઉર્મિમાલાના ધવલ ફેનશિખરો કંઇ ઓરજ ભાત પાડતાં હતાં. હજી ક્ષિતિજ પર કોઇ કોઇ વાદળીઓ અસ્ત પામેલા રવિ–દેવનો રક્ત ધ્વજ ફરકાવતી હતી, અને આકાશમાં સ્થળે સ્થળે તારાઓ બ્હીતા બ્હીતા દર્શન દેતા હતા. પૂર્વ તરફ પવનમાં મંદ મંદ ડોલતા તાડવનની પાર પૂર્ણ ચંદ્રબિંબ ધીમે ધીમે ઉદય પામતું દેખાતું હતું.

મારા પગરવથી શાન્તિ બ્હેનની સમાધિમાં ભંગ થયો.

"કેમ આજે પાછાં કંઇ નરમ લાગો છો ?"

"પહેલી જ કસોટીએ પડી ભાંગી છું."

"કેમ ?"

"ચંદ્ર અને શ્યામાના કાગળો આવ્યા છે."

"પણ તેથી તો ઉલટો વધારે આનંદ થવો જોઇએ. કંઇ ચિંતા કરવા જેવું તો નથી ને ?"

"જરા યે નહીં. બન્ને બહુ જ ખુશીમાં છે. અને ચંદ્ર તો લખે છે કે શ્યામા એટલી ડાહી અને હુશીઆર થઇ છે કે બધાને દશ વાર દૂર રાખીને નમાવે છે, અને છતાં અંદરથી એવી જ ભોળી અને સ્નેહાળ રહી છે."

"એ તો વળી મોટી વધામણી કહેવાય."

"અને શ્યામાનો પોતાનો કાગળ તો તેથી એ ટપી જાય છે. એનું હૈયું આટલું બધું મીઠું અને કુંળું હશે એ તો મેં ધારેલું જ નહીં. આજે મારી નજર આગળથી એ ખસતી જ નથી."

"એટલે તમારા તપમાં ભંગ થયો એમ લાગે છે ?"

"ના, ના, ખરૂં પૂછો તો મને વરસ વધતાં જાય છે તેમ ફરીથી બાળક થતી જાઉં છું એમ લાગે છે."

"તેને તો હજી વાર છે. સાઠ પછી એ તો આવે.

"તમે જાણો છો કે આચાર્યજીને મળ્યા પછી હું નવા તાનમાં મ્હાલતી હતી."

"આ બઝાર સુધી."

"દરમ્યાન મેં છોકરાંને મારા મનમાંથી બને તેટલાં દૂર કર્યાં. વસુધાને જ મારા કુટુંબ સમાન સમજવા પ્રયાસ કરવા લાગી. ઘરને છેક ક્ષુલ્લક સમજીને ધર્મભાવમાંથી અને સુષ્ટિદર્શનમાંથી ભરી ભરીને રસ પીવા માંડયો. આમ હવામાં ઉડવા જતી હતી ત્યાં આ કાગળનું તીર વાગ્યું એટલે આજે ઘાયલ થઇને પડી છું."

" એટલે ? "

" છોકરાં આટલે દૂરથી પણ મારે માટે ઓછાં ઓછાં થઇ જાય છે અને મેં તેમને વિસરવાનો વિચાર સરખો પણ કર્યો એ શલ્યની માફક ખુંચે છે. "

" ખરૂં જોતાં તમે તો તેમના વિયોગનું આશ્વાસન જ શોધ્યું હતું."

" પણ તેમને માટે પ્રભુને પ્રાર્થના કરવાને બદલે મેં તો હૃદય કઠણ કરી તેમને જાણે કાઢી મૂક્યાં એમ હવે લાગે છે. "

" પણ તમે એક જ અનંત પ્રેમમાં સર્વેના સ્નેહને સમાવતાં નહોતાં ? "

" મને હવે આચાર્યજીની બધી ફીલસુફી શુષ્ક અને નિષ્ઠુર લાગે છે. પુરૂષોને તે ફાવતી હશે; પણ મારાથી તો નથી સહેવાતી. "

" ત્યારે તો વળી તમારૂં જુનું દુઃખ ફરી તાજુ નહીં થાય ? "

" એ તો કોણ જાણે ! પણ જો પવિત્રતાની ધુનમાં એમને મેં છેક વિસર્યાં હોત તો મારી કેવી દશા થાત ? તે બિચારાં પાછાં આવત ત્યારે જાણે ઉછળતે હૈયે મને ભેટવાને દોડી આવત અને હું પથ્થર જેવા ઠંડા દિલથી તેમને આવકાર આપત ! એ વિચારથી આજે મારૂં કાળજું કપાયા જ કરે છે."

"તમે તો અતિશયોક્તિ કરો છો. આમ થવું તો અશક્ય જ હતું. "

મારા શબ્દો તરફ ધ્યાન આપ્યા વિના શાન્તિ બ્હેન પોતાનીજ ધુનમાં આગળ ચાલ્યાં:

"અને મારી આંખે આમ ઉંધા પાટા બાંધ્યા હોત તો હું એમની સંભાળ પણ શું લેત? તેમને માટે તો જાણે હું મરી જ જાત અને પછી બિચારી શ્યામાનું શું થાત?"

શાન્તિ બ્હેનના આ શબ્દો તેમના પોતાના જ અંતરમાં છેક ઉંડા પેસી ગયા. તેમને ડુમો ભરાઇ આવ્યો અને માથે હાથ દઈ આંસુ સારવા લાગ્યાં. એટલામાં સુરેશ પાનાથી કંટાળી તેમની પાસે આવ્યો અને તેમના ખોળામાં બેસી ઘણા જ આવેશથી તેમને કંઠે વિંટાવા લાગ્યો અને તેમનાં આંસુ ચુમવા લાગ્યો. શાન્તિ બ્હેન જાણે ઘણે વરસે તેને છાતીમાં સમાવતાં હોય એવા જોરથી તેને ભેટવા લાગ્યાં. સુરેશે તેમનું ગળું પકડી કેટલીએ વાર આંસુનું કારણ પૂછયું; પણ તેને બિચારાને કંઇ જ ઉત્તર ન મળ્યો.

થોડી વારે શાન્તિ બ્હેનનો ઉભરો શમ્યો, અને મ્હોં ધોઇ તે પાછાં સ્વસ્થ થવાં લાગ્યાં.

"મને એમ લાગે છે કે ઘડીમાં માસો ને ઘડીમાં તોલો એમ જીંદગીભર મારૂં થયાં જ કરશે."

"એમ તો કંઈ જ કહેવાય નહીં. શ્યામાને વિલાયત મોકલવાની તમે કેટલી સખ્ત ના કહેલી?"

"એમાં તો મારો વિચાર બદલાયો; પણ મનની મમતા એક નહીં તો બીજે સ્વરૂપે પાછી ફુટી જ નીકળે છે. તેનાથી થોડી વાર ધર્મનું શરણ શોધું છું અને પછી તે શુષ્ક લાગે ત્યારે છોકરાંને બમણા સ્નેહથી યાદ કરૂં છું."

"દરેક માણસ જુદી જુદી રીતે સંસાર અને સ્વર્ગની વચ્ચે ઝોલાં ખાયા જ કરે છે."

"જો હું કેવળ સંસારી થઇ હોત તો તેનું પૂરૂં સુખ ભોગવત. જો ધર્મમાં સંપૂર્ણ શ્રદ્ધા હોત તો પરમ શાંતિ

મેળવત. પણ આમ અધકચરી અવસ્થામાં તો બન્ને કિનારા દૂરથી દેખાય છે અને તેમાંથી એકે પામી શકાતો નથી."

"કદાચ એ બંનેનો કંઇ દિવ્ય સમન્વય તમારે માટે નિર્માણ થયો હશે."

"ઇશ્વરે ધાર્યું હશે એ થશે." એમ કહી શાન્તિ બ્હેને ચારે બાજુ નજર ફેરવવા માંડી. તાડવનની ટોચે વિરાજતા નિશાનાથને અને તેના પ્રભાવથી ઉછળતા સાગરતરંગોના અલૌકિક સંબંધને તે કેટલી વાર સુધી નીરખી રહ્યાં. પછી થોડી વારે બોલ્યાં:

"મને આજે આ દરીઓ જોઇને કંઈક કંઇક થઇ જાય છે."

"શું?"

"દરેક તરંગ જાણે ચંદ્ર અને શ્યામાનો કંઈક સંદેશો લઇને આતુરપણે કુદતું અને હસતું દોડયું આવતું હોય એમ લાગે છે. અને તે જોઇને મારી છાતી વલોવાઇ જાય છે."

"તમારૂં મગજ અત્યારે બહુજ ઉશ્કેરાઈ ગયું છે. હવે થોડો આરામ લ્યો તો સારૂં."

"અને આ તાડવન પરથી ચંદ્ર ખીલી ઉઠે છે એ વળી સૌમ્ય શાંતિનો કંઇક ઓર જ પાઠ આપે છે. સમુદ્રમાં ઉર્મિ-માલા એજ ઉપજાવે છે; છતાં એ તો શાંત અને અસ્પર્શ્ય-જ રહે છે."

"એવીજ રીતે આપણે પણ સ્નેહથી રાચીએ અને સમતા પણ સાચવી શકીએ!"

એટલામાં ચંદ્રિકામાં સાગરની સહેલગાહ કરવા નીકળેલા કોઇ મનુષ્યની હોડી જરા દૂરથી પસાર થઈ.

" પણ જીવન તો આ દરીઆ જેટલું અગાધ અને અનંત : અને મનુષ્યની શક્તિઓ આ હોડી જેટલી. તારણહાર સુકાની થશે તો જ ભવસાગર તરી શકાશે."

પછી દરીઆ સામે જોઈને જાણે એકલાં વિચારતાં હોય એમ બોલ્યાં:

"અનંત આકાશ, અનંત પૃથ્વી, અનંત સાગર, અને હું કોણ ? હું આત્મરૂપ. આત્મા પણ અનંત. અને અનંતમાં અનંતનો લય થાય પછી હોડી ક્યાં અને પ્રવાસી કોણ ? સર્વત્ર એક જ અનંત પ્રેમલ જ્યોતિ પ્રકટી રહે.........."

પછી શાન્તિ બ્હેન કંઈક ધીમેથી બોલતાં ગયાં. છેવટે બંધ પડયાં. તેમની આંખો મીંચાઇ. ઉંડી વિચારનિદ્રામાં તે કેટલીએ વાર સુધી મગ્ન રહ્યાં.

અને આમ ક્યાં યે સુધી સાગર તેમને સુમધુર બંસરી સંભળાવી રહ્યો—ચંદ્રની અમૃતધાર તેમના પર વરસી રહી.

# સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણીનાં પુસ્તકો

---

### વર્ષ ૧લું

| | |
|---|---|
| કુરબાનીની કથાઓ ... ... ... ... | ૦—૮—૦ |
| એશીયાનું કલંક ( બીજી આવૃત્તિ ) ... ... | ૦—૮—૦ |
| ડોશીમાની વાતો ( ,, ,, ) ... ... | ૦—૮—૦ |
| રાણા પ્રતાપસીંહ ( સચિત્ર ) ... ... ... | ૦—૧૨—૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ( ભાગ ૧ લો ) ... ... ... | ૧—૮—૦ |
| રાજમુગટ ... ... ... ... | ૦—૧૨—૦ |

### વર્ષ ૨જું

| | |
|---|---|
| ગેરીબાલ્ડી ... ... ... ... ... | ૦—૧૦—૦ |
| રાજારાણી ... ... ... ... ... | ૦—૧૦—૦ |
| સૌરાષ્ટ્રની રસધાર (ભાગ ૨ જો ) ... ... ... | ૧—૪—૦ |
| બે બાળ નાટકો ... ... ... ... | ૦—૬—૦ |
| બુઝાતો દીપક ( ભાગ ૧ લો—બીજી આવૃત્તિ છપાય છે) ... | ૦—૮—૦ |
| કાન્તના નાટકો ... ... ... ... | ૧—૦—૦ |
| રઢીયાળી રાત (ભાગ ૧ લો—બીજી આવૃત્તિ) ... ... | ૦—૮—૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ( ભાગ ૩ જો ) ... ... ... | ૧—૮—૦ |

### વર્ષ ૩જું

| | |
|---|---|
| દેશબંધુ ( સચિત્ર ) ... ... ... ... | ૧—૦—૦ |
| રઢીયાળી રાત ( ભાગ ૨ ) ... ... ... | ૧—૦—૦ |
| ઝંડાધારી ... ... ... ... ... | ૦—૮—૦ |
| દાદાજીની વાતો ... ... ... ... | ૦—૮—૦ |
| કુમારનાં સ્ત્રી રત્નો ... ... ... ... | ૧—૦—૦ |
| બુઝાતો દીપક ( ભાગ ૨ જો ) ... ... ... | ૦—૮—૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ( ભાગ ૪ થો ) (ઑગસ્ટ '૨૬માં બહાર પડશે.) | ૧—૮—૦ |

વાર્ષિક આશરે ૧૫૦૦ પૃષ્ઠ : લવાજમ રૂ. ૫—૦—૦ પરદેશમાં રૂ. ૭—૦—૦
પાકાં પુંઠાના ગ્રાહકને માટે : ...રૂ. ૭—૮—૦ ,, રૂ. ૯—૮—૦

**સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી : રાણપુર**—B. S. Ry—કાઠિયાવા